# ગુજરાતી કાવ્ય રામાયણ.

રચી છપાવી પ્રસિદ્ધ કરનાર,
લલ્લુભાઈ કાળીદાસ ઓઝા,
ભાવનગર–કાઠિયાવાડ.

દોહરો.

સત ચિત આનંદ રામ છે, નામ રૂપ સંસાર;
નામ રૂપ ભવ સાગરે, રામ રૂપ ભવ પાર.

પ્રથમાવૃત્તિ. નકલ ૧૦૦૦

સને ૧૯૧૭ સંવત ૧૯૭૩

કીંમત રૂ. ૦–૪–૦

# અર્પણપત્ર પુષ્પાંજલિ,

## અનુષ્ટુપવૃત.

**શ્રીરામ** સર્વમાં ભાસો, સહુ રૂપે સહુના સમા;
સર્વના સાક્ષિ સર્વાત્મા, પ્રણમું શ્રી રઘુનંદન.
આપનું સર્વ આ દીસે, કલ્પી તેમાંથિ માહરૂં;
આપનું આપને અર્પું, મ્હારૂં માની સ્વિકારશો.
ઉર્ધ્વથી ઉર્ધ્વ છો આપ, અગાધથી આપ છો ઊંડા;
દશ દીશે પુર્ણ દર્શાતા, દ્રગ્ આ આપને જુએ.
આપના સ્વરૂપાર્ણવમાં, તરંગ બુદ્દ બુદ્દ ફેન સૌ;
સર્વ ભાસે માત્ર ભાસે, આપથી અન્ય એ નહિ.
અંજલિ એ અર્ણવથી, લઇને આપમાં ધરી;
અંજલિ આપ રૂપે થઈ, આપ સિંધુમાંહિ શમી.
અનેક સરિતા વ્હેતી, સ્વ સ્વરૂપઃ સિંધુમાં;
મટી સરિતા થતો સીંધૂ, નામ રૂપ વિલાઇને.
તેમ આ કાવ્યનિ સરિતા, આપ સિંધુ માંહિં મળે;
**કાવ્ય રામાયણ** રૂપે, કરશો આપના સમી.
લક્ષણા જ્યાં નહિં પ્હોંચે, એવું રૂપ છે આપનું;
એ રૂપ શું કથું કાવ્યે, આપ છો આપના સમા.

# પ્રસ્તાવના.

---

આ સંસારમાં કવિતા એ આનંદનું સાધન છે. તેથી આનંદના જેમ પ્રકાર પાડી શકાય છે, તેમજ કવિતાના પણ પ્રકાર પાડી શકાય છે. તે પ્રમાણે વિષયાનંદ કરતાં ભજનાનંદ ઉચ્ચ પ્રકારનો છે. તેને સાધનાર ભગવચ્ચરિત્રનું ગાન કરનાર કવિતા એ ઉત્તમ ગણાય છે; અને સંસારના વિહિત વિષયોને વર્ણવનાર કવિતા મધ્યમ ગણાય છે; તથા સંસારના નિષિદ્ધ વિષયોમાં આનંદ માનનાર કવિતા તે અધમ ગણાય છે. આ હિસાબે જોતાં આ **ગુજરાતી કાવ્યરામાયણનું** પુસ્તક એક ઉચ્ચ-કોટિની કવિતાનું છે. એમ કહેવું એ યથાર્થ છે. તેમાં પણ શ્રી મર્યાદા પુરૂષોત્તમ શ્રીરામચંદ્ર ભગવાન એ શ્રીહરિનો અવતાર છે. એવા પુત્ર, શિષ્ય, બંધુ, પતિ, ઉપદેશક અને રાજા શ્રી ઈશ્વરના અવતાર સિવાય બીજો કોઈ થઈ શકતો નથી. તો પણ એવા ભગવદવતારના ગુણાનુવાદ કરી તેમની ભક્તિ કરવાથી મનુષ્ય "હરિજન હરિના જેવા" એ વચન પ્રમાણે નિષ્પાપ અને પુણ્યભાજન થઈ આ પૃથ્વીતલને પાવન બનાવે છે.

આ વિષયગાનમાં રાચનાર જમાનામાં આવું શ્રી રામચંદ્રજી-નું ગુણ ગાન કરવામાં રાચનાર કવિનાં પૂર્વ પૂણ્ય ઘણાં પ્રબળ હોવાં જોઇએ. સર્વે પૂણ્ય શ્લોકોમાં ઉત્તમ "એક પત્નીવૃત-એક બાણ-એક વચન" શ્રી રઘુવીરના ત્રિભુવન પાવન યશઃ સાગરમાંથી એક ચંચુ ભરી પાન કરનાર શ્રીવાલ્મિકિને આદિ

કવિની અચલ પદવી પ્રાપ્ત થઈ. એજ વિષયને ગુર્જરવાણીમાં છંદોબદ્ધ કરવા પ્રવૃત્ત થનાર આ પુસ્તકના કર્તા કવિને અનેક ધન્યવાદ ઘટે છે.

કોઈ ધન માટે અને કોઈ માન માટે એમ કવિયો અનેક કામનાથી વાણીનું વિજ્ઞાપન કરે છે, પણ તેજ કવિને ધન્ય છે કે જે નિષ્કામ શ્રીહરિનાં ચરિત્રોમાં પોતાની વાગ્દેવીને સ્નાન કરાવે છે.

આવું છંદોબદ્ધ રામાયણ શ્રી પ્રાકૃત વાલ્મિકિ ભક્તશિરોમણિ શ્રી તુલસીદાસજીનું છે, તેના જેવુંજ અને લગભગ તેટલાજ કદનું આ કાવ્યરામાયણ છે. આ વાંચવામાં તથા તેથી સાહિત્યનો આનંદ લેવામાં કેટલાક કાવ્યના સંસ્કારની અપેક્ષા તો રહે છે, તોપણ વિના સમજ્યે પણ આવું હીરની દોરી જેવું ગાંઠ ગળફા વિનાનું કાવ્ય વાંચવાથી અસંસ્કારીને પણ આનંદ અને સંસ્કારની પ્રાપ્તિ થવાનો સંભવજ છે. આશા છે કે હિંદુ જનસમાજ આ "કાવ્ય રામાયણ" નો લાભ લેઈ શ્રી રામ નામના સ્મરણથી પુનીત થશે.

તા. ૮-૧-૧૭
સાંકડીશેરીમાં
લાલાવસાની પોળ.
**અમદાવાદ.**

લિ૦ સર્વ ભગવદ્ભક્તોનો સેવક,
**નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી.**

# ઉપોદ્ઘાત.

## સવૈયા.

અવધેશ ગ્રહે અવતાર લઈ મુનિ યજ્ઞની સિદ્ધિ કરી પળમાં,
હણિ દૈત્ય સુતા રણુ મારિ સુબાહુ, ઉડાડિ મારિચ નીધિ તટમાં,
પદ સ્પર્ષ રજે દ્વિજ નારિ ઉધારિ, વિદેહ પુરે વિચર્યા મખમાં,
ત્રિપુરારિ ધનુષ્ય વિખંડ કર્યું, જય માળ વિદેહિ ધરી ઉરમાં.
મદ ખંડન સહુ નૃપના કરિને, ભૃગુનાથનિ નાથ વિભૂતિ હરી,
વનવાંસ વશ્યા સુર કાજ કર્યું, હણિ દાનવને દ્વિજ શાંતિ કરી;
વિણુ નાક કરી ભગની દશ શીશ, પ્રભૂ ખર દૂખર પ્રાણુ હરી,
મૃગ મારિચ કંચનનો હણિને, દ્વિજ દેવ તણી પિડ કોધિ પરી.
ગિધને શવરીનિ કરી સુગતી, હણિ વાળિ સુકંઠ કર્યો નૃપતી,
કરી જાનકિ શોધ કપી દહિ લંક વિભીષણુ ભીષણુ પીડ હરી.
નિધિ પાજ ધરી દળ કીશ ઉતારિ પછી જઈ અંગદ વષ્ટી કરી,
દળ લે રઘુનાથ લિધો ગઢ લંક, નિશીચર સૈન સંહાર કરી;
સુરજીત અને કુંભકર્ણ હણ્યો, દશ શીશ વિનાશક દેવ તણો,
હણિ એક શરે રણુમાં, રઘુબીર, કર્યો દુર તાપ ત્રિલોક તણો;
દઈ રાજ વિભીષણુને લઈ જાનકિ, શોક હર્યો દ્વિજ દેવ તણો,
વિચર્યા અવધી ગમ રામ પ્રિતે સહુ આનંદ પામિ રહ્યાં બમણો.

## દોહરા.

અવધી અવધી સુખની, કીધી! રામ કૃપાળ;
વૈકુંઠ સહુ સંગે વશ્યા, દિન દુખ હણી દયાળ.

## દોહરા.

સત્ ચિત આનંદ રામ છે, નામ રૂપ સંસાર,
નામ રૂપ ભવ સાગરે, રામ રૂપ ભવ પાર.
સત્ ચિત્ આનંદ તજિ, ગ્રહે, અસત્ત જડ દુખ રૂપ;
અસત્ત જડ દુખ ભવ ભમે, પડયો રહિ તમ કૂપ.
અસ્તિ ભાતિ પ્રિય રૂપ અલખ, નામ રૂપ લખ થાય;
લખ લખાય છે ચખ થકી, અલખ ચખે ન લખાય.
અલખ અગોચર જ્ઞાત નહિ, લખ ગોચર છે જ્ઞાત;
અલખ અગોચર કયમ લખે, લખ ગોચર અજ્ઞાત.
કનક અલખ આભૂષણો, નામ રૂપ લખ થાય;
લખ લય ઉત્પતિ ભાસ છે, અલખ કનક ન જરાય.
નામ રૂપ કારણ કનક, દાગીને દર શાય;
દાગીનામાં હોય નહિ, કનક વિનાનું કાંઈ.
ડાહ્યા કાર્ય ન દેખતા, કારણ પર દે ધ્યાન;
કાર્ય માંહિ કારણ વિના, બીજું ન્હોય નિદાન.
લખ લખાય લખ અલખ નહિ, અલખે લખ ન લખાય;
અલખ લખે લખ લખ મટે, લખ લખ લખ લખ થાય.
અસ્તિ ભાતિ પ્રિય અર્ણવે, નામ રૂપ મન મીન;
સેલારા દે સામટા, પૂરો થઈ પ્રવીણ.

---

# આભાર.



આ ગુજરાતી કાવ્ય રામાયણની પ્રસ્તાવના લખી આપવા માટે ગુજરાતના જાણીતા સાક્ષર કવિ શ્રીયુત નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવીએ જે શ્રમ ઉઠાવ્યો છે તે માટે તેઓશ્રીનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું. તેમજ મને પ્રસંગોપાત આર્થીક મદદ કરનાર મારા સદ્ગત મિત્ર શેઠ ત્રીભોવનદાસ જાદવજીના ચીરંજીવી શેઠ દ્વારકાદાસે આ કાવ્ય રામાયણ સાંભળતાંની સાથે આવો મોંઘવારીનો વખત છતાં પોતે તમામ છપાઇ વગેરેનો ખર્ચ આપવા ઉદારતા બતાવી છે તે ખાતે તેમનો સંપૂર્ણ આભાર માનું છું.

લલ્લુભાઈ કાળીદાસ ઓઝા,
કર્ત્તા.

# ગુજરાતી કાવ્ય રામાયણ.

## મંગળાચરણ.

### સવૈયા.

[1]સુર[2]અગ્ર કર્યા ક્ષણમાં ભજતાં, મન [3]મોદવધ્યો શિવ[4]નંદનને,
હણિ વાળિ સુકંઠ કર્યો નૃપતી, યુવરાજ પદે પછિ અંગદને;
ભુપ લંક વિભીષણને કરિને, કુળ સ્હોત હણ્યો દશ[5]કંધરને,
પ્રણમું પ્રતિ પાળક સેતુ તણા, રઘુનંદન [6]દ્વંદ [7]નિકંદનને.
[8]ચતુરાનન [9]આનન ચારથકી, ગુણ [10]નાગર રોજ ગણ્યાકરતા,
મુની માનસ [11]પંકજઆપ પદે શિવ આપ[12]મરાળ થઈ ફરતા;
સુર શારદ શેષ મહેષ જહાં [13]શિલિમૂખ સમા પદમાં પડતા,
પ્રણમું રઘુનાથ અનાથ સહાયક દાસ તણાં દુખ જે હરતા.
અવધેશ સમાજ ભરી દિન એક બિરાજિ રહ્યા દરબાર મહીં,
જ્યમ સૂર્ય ઉગેથિ [14]સરોજખિલે, ત્યમ સૌજન ચિત્ત રહ્યાં વિલસી;
સુર સામત મંત્રી મહાજન જ્યાં, કવિ [15]કોવિદ પંડિત પારનહીં,
[16]અવધેશનું મુખ વિલોકિ રહ્યા, ક્ષણ એક ફરે નહિ દ્રષ્ટિ કંહીં.

---

૧ દેવ. ૨ આગળ. ૩ આનંદ. ૪ ગણપતી. ૫ રાવણ. ૬ બે. ૭ નાશ કરનાર. ૮ બ્રહ્મા. ૯ મ્હોડું. ૧૦ ડાહ્યા. ૧૧ કમળ. ૧૨ હંસ. ૧૩ ભમરા. ૧૪ કમળ. ૧૫ વિદ્વાન. ૧૬ દશરથ.

## દોહરા.

કાર્ય વાત કહે કાનમાં, કહે કો આવિ નવીન,
કો પદ સ્પર્શે પ્રીતથી, માંડળિક નૃપ ચિન્હ.

## સવૈયા.

[17]મધુમાસ અને શુદ નોમ હતી, અભિજીત નક્ષત્ર બપોર સમે,
રઘુરાજ સમાજ વિલોકિ જુવે, સહુને મન મોદ અપાર વધે;
ગતિ નેપુરના રણુકાર તણી, ચુડિનો ખખડાટ સુણ્યો શ્રવણે,
વૃતિ ખેંચિ સહુની સ્વરૂપ વિષે, સિડિ દ્વાર સમાં સહુ નેત્ર કરે.
જ્યમ ચંદ ઉગે [18]ક્ષિતિના પટમાં, નિત નેન ચકોર નિહાળિ રહે,
ત્યમ આવતિ ચંદમુખી શુભ લક્ષણી, મોદ મને છલકાઈ પડે;
હૃદયેથિ પ્રફુલ્લિત વાણી બને, કંઠ દેશથિ બ્હાર જવા તલપે,
ઉતસાહ ઉમંગ ઉદાર રૂપે, દ્વય ઓષ્ટથિ દાસિ તણે નિકળે.

## દોહરા.

કૌશલ્યા દિશિ [20]પ્રાચિમાં, પ્રગટ્યા બાલ [21]પતંગ;
સંત [22]કંજ વિકસ્યાં જુઓ, હરખ્યાં લોચન ભૃંગ.

## સવૈયા.

સુણિને નૃપ સુત વધાઈ [23]સુધાનિધિ આનંદ લ્હેર વધી ઉરમાં,
સંગ સર્વ તણાં ઉર સ્હાય થયાં, મન મગ્ન વહ્યાં પ્રિતિના પુરમાં;

---

૧૭ ચૈત્ર. ૧૮ પૃથ્વી. ૨૦ પૂર્વ દિશા. ૨૧ સૂર્ય. ૨૨ કમળ. ૨૩ આનંદનો સમુદ્ર.

તવ દાસિ બિજી દ્વય આવિ ઉભી, નવસપ્ત શ્રૃંગાર ધરી પળમાં,
ત્રણ સૂત વધાઇ સુણાવિ વધૂ, અવલોકિ રહી હરખી ઉરમાં.

### દોહરા.

નૃપ દશરથ આનંદ વશ, ભાગ્ય વિભવ નિજ જાણિ;
ગુરૂ બોલાવ્યા તે સમય, [24]સચિવ સંગ પ્રિત આણિ.
ગુરૂ આગમન સુણી ઉઠયા, પડયા પ્રીતે નૃપ, પાય;
ગુરૂ ઉઠાડતા કર ગ્રહી, જોઈ અવધેશ [25]સુભાવ.

### સવૈયા.

[26]ગુણમંદર આપ ગુરૂ શિર છો, સુત ચાર થયાનિ વધાઈ સુણી,
સહુ આપ પ્રતાપ તણો મહિમા, મહિમાં, પ્રભુ આપ તણો છું [27]રૂણી;
વય ચોથિ જતાં ફળવાન થઈ, મમ આશ, ઉલાસિત આપ થકી,
બુડતી મમ નાવડિ [28]નિધી જળે, કર્યું રક્ષણ આપ સમર્થ થઈ.

### સોરઠા

નૃપ તવ પુણ્ય પ્રભાવ, ફળરૂપે ફળદ્રુપ થયો,
જગ જનને છે લ્હાવ, નાશક દુષ્ટ, દુકાળ, દુખ.

### દોહરા.

જાત કર્મ વિધિ સહુ કરી, યથા વંશ વ્યહવાર;
મોદ મહાજન મન થયો, જ્યમ [29]પરજન્ય દુકાળ.

---

૨૪ પ્રધાન. ૨૫ સારો ભાવ. ૨૬ ગુણના મંદરાચળ. ૨૮ ભવ-સાગર. ૨૯ વરસાદ.

## સવૈયા.

ગુરૂને દઈ દાન, રૂડું સનમાન, ગુણી જનને મહિ માન દઈ,
અણુ યાચક, યાચકને કરિયાં, ધન દાન દઈ પળ એક મહીં.
મણિ માણિક રત્ન અપાર દિધાં,રથ [30]વાજિ અને [31]ગજપારનહીં;
સહુ તૃપ્ત થયા નૃપ દાન લઈ, ઉર આશિરવાદ અનેક દઈ.

## દોહરા.

થોડા દિન વિત્યા પછી, નામ કરણુ દિન સાર;
[32]ગુણિએ ગણિ ગૃહ ગણિતથી, આપ્યાં નામ ઉદાર.

## સવૈયા.

રજ આનંદ [33]અંડ અનેક વસે, રૂપ રાશિ શ્રીરામનું નામ ધરો;
સહુ પોષક અંડ [34]અનંત તણા, મતિ ઉંચ, થકી નૃપ ભર્ત્ત કહો,
સ્મરતાં સુખ નામ [35]અરી હઠતા, અરિ સૂદન[36] નામ રૂડું સ્મરપો,
લક્ષ રામનિ સંગ હમેશ રહે, શુભ લક્ષણ લક્ષ્મણ નામ ધરો.

## દોહરા.

શિશુ લીલા બાળક કરે, દશરથ નૃપ દરબાર;
માત તાત આનંદ લે, સુત રમતા જોઈ ચાર.

## સવૈયા.

કદિ [37]સ્મીત હસે કદિ રોઈ પડે, કઈ વાર હઠી હઠને પકડે,
કદિ રંગ રમી રજથી બગડી, મુખથી ક્ષણમાં કિલકાર કરે;

---

૩૦ ઘોડો. ૩૧ હાથી. ૩૨ જોશી. ૩૩ બ્રહ્માંડ. ૩૪ ઘણાં. ૩૫ દુશ્મન. ૩૬ શત્રુઘ્ન. ૩૭ થોડું હસવું.

દુર જાય રિસાઇને માતુ થકી, પકડાય નહીં હસિ દૂર હઠે,
મુખ મ્હોળું કરી વળિ તુર્ત્ત રડે, ક્ષણમાં પિતુ માતુ હસાવિ દિયે.
કદિ ધૂળ ભર્યા નૃપ ભેટિ પડે, કરિ ચુંબન સ્નેહથિ છાતિ ધરે,
જમતાં પિતુ સંગથિ ભાગિ ઉઠે, નિજ સંગ સખા [38]શિશુમાં વિચરે;
કદિ માતપિતા તણિ [39]ગોદમહીં, કદિ આપ અસંગ રિસાઈ રહે,
શિશુ ચિત્ર ચરિત્ર અનેક કરે, મન મોદ [40]પરીજન સર્વ લહે.
બહુ દીન જતાં શિશુ રૂપ તજી, બનિ શિષ્યરૂપે ગુરૂના ઘરમાં,
ભણવા સહુ [41]ભારતિ ભેદ ગયા, [42]નિગમાગમ જાણ છતાં ઉરમાં;
[43]લઘુ કાળ મહીં સહુ શીખિ રહ્યા, ચતુરાઈ ભરી રહિ અંતરમાં,
શિખવું નહિ બાકિ રહ્યું કશુંયે, ગુરૂને [44]ગુરૂતાઇ દીધી પળમાં.

## દોહરા.

મખ [45]કૌષિક કરવા ચહે, [46]નિશિચર ત્રાસ અપાર;
[47]ધ્વંસ કરે, મુનિ યજ્ઞનો, મુનિ મન કર્યો વિચાર.
દશરથ દ્વારે અવતર્યા હરણ ભાર [48]મહિ રામ;
યાચું રામ [49]અનંતને, હણશે દુષ્ટ તમામ.

## સવૈયા.

કરિ ચિત વિચાર રૂષી વિચર્યા, અવધેશ નરેશની પાસ ગયા,
નૃપ આદરમાન અપાર દઇ, પ્રિતથી રૂષિના પદ કંજ ગ્રહ્યા;

---

૩૮ છોકરાં. ૩૯ ખોળો. ૪૦ કુટુંબ. ૪૧ સરસ્વતી. ૪૨ વેદ-પુરાણ. ૪૩ થોડા. ૪૪ મોટાઈ. ૪૫ વિશ્વામિત્ર. ૪૬ રાક્ષસ. ૪૭ નાશ. ૪૮ પૃથ્વી. ૪૯ લક્ષ્મણ.

મુજ દાસ પરે કરિ મ્હેર પ્રભૂ, મરજી અનુસાર પધારિ ઈહિં,
મુખ માગિ લિયો રૂષિ આપ તણું, "ધન રાજ સુતો સહુ વૈભવઆ"

## દોહરા.

એમ કહી રૂષિ ચરણુમાં, ધર્યા બાળ ધરિ પ્રીત;
મુખ વિલોકિ શ્રી રામનું, રૂષિ ચિત થયા ચકીત.
નૃપ કરૂં યજ્ઞ [૫૦]અરણ્યમાં, નિશિચર નાશક થાય;
દો લક્ષ્મણુ ને રામ તો, યજ્ઞ થાય ભય જાય.

## સવૈયા.

સુણિ વાણિ રૂષીનિ [૫૧]કુલીશ સમી, ચમકી નૃપ ચિત્ત વિચાર કરે,
રૂષિ માગ્યું ન લેશ વિચાર કરી, મમ જીવન આપવું કેમ બને ?
હજિ બાળક છે બળ [૫૨]બાહુ નહીં, ક્યમ [૫૩]ઘોર નિશાચર મારિ શકે,
મુજ દેહ દઉં પણુ આ રૂષિજી, નહિ બાળક આપિ શકું તમને.
કળિ કોમળ [૫૪]કુંદ તણી [૫૫]શિશુએ, ક્યમ [૫૬]ઉપલથી અથડાઈ શકે,
નથિ દૂધ સુકાયલ હોઠ થકી, નહિ માતપિતાથિ દુરે વિચરે;
મુજ [૫૭]શીરિષ પુષ્પ સમા તનુજો, ક્યમ ઉપલ [૫૮]દાનવ [૫૯]વેધિ શકે,
[૬૦]દ્વિજ માગ્યું ન મૂખ વિચાર કરી, મમ જીવન રામ વિના ન ટકે.

## દોહરા.

તવ વસિષ્ટ નૃપને કહ્યું, ભય તજિ કર નૃપ કાજ;
સુજશ આપનો ભાગ્ય સુત, [૬૧]બે-ગમ સુખ મ્હારાજ.

---

૫૦ જંગલ. ૫૧ વજ્ર. ૫૨ હાથ. ૫૩ દુષ્ટ. ૫૪ મોગરા. ૫૫ બાળક. ૫૬ પથરા. ૫૭ શીમળાનું કુલ. ૫૮ રાક્ષસ. ૫૯ મારવું. ૬૦ બ્રાહ્મણ. ૬૧ બેબાજુ.

## સવૈયા.

નૃપ કૌષિકને કરજોડિ કહે, રૂષિ જાવ લઈ સુત સંગ તમે,
મુનિ આજથિ આપ પિતુ સમ છો, શિશુ સાચવશો ધરિ હર્ષ મને;
દુર ના ક્ષણુ દ્રષ્ટિ થકી કરતા, મુજ જીવનું, જીવન રામ ખરે,
હું છું દૂર, તમે પિતુ પાસ વશ્યા, વધુ શું કહું નાથજિ આપ કને.

## દોહરા.

ધરિ [૬૨]નિષંગ [૬૩]શાયક કરે, રામ અનંત સમેત;
માંત પિતા શિખ માગિને, ચાલ્યા થઈ સચેત.
મારગ મળતાં તાડિકા, એક [૬૪]શરે હણિ રામ;
કૌષિક કળ્યા કળાનિધી, થયું પુર્ણ ગણ્યું કામ.

## સવૈયા.

શર [૬૫]ચાપ ધરી મુનિને કહ્યું,જ્યાં [૬૬]મખચાલુ કરો ચિતશાંતિ ધરી,
રૂષિ આપ નિઃશંક રહો ઉરમાં, ભય જોર નિંશાચરનું વિસરી;
શરૂ યજ્ઞ કર્યો રખવાળિ રહ્યા, દ્વય ભ્રાત કરે શર ચાપ ધરી;
નિચ મારિચ સંગ સુ બાહુ લઈ, દુઃખ રૂપ થવા ચિત ચાહ કરી.
શર એકથિ નીચ સુબાહુ હણ્યો, [૬૭]ફળ વીણુ બિજું શરચાપધરી,
હણિ મારિચ ઉર વિદ્દારિ દિધું, નિધિપાર ઉડાડિ દિધો [૬૮]શફરી;
ભય દૂર કર્યો મુનિ રાય તણો, પરિપૂર્ણ કર્યો મખ શાંતિ ધરી,
મુનિ રાજિ અપાર થયા ઉરમાં, મુજ કાર્ય કર્યું સુખરૂપ હરી.

---

૬૨ ધનુષ્ય. ૬૩ બાણ. ૬૪ બાણ. ૬૫ ધનુષ્યબાણ. ૬૬ યજ્ઞ. ૬૭ બાણને મોખરે લોઢાનું ધારવાળું ફળું. ૬૮ માછલી.

## દોહરા.

થોડા દિન રૂષિ આશ્રમે, રહ્યા શ્રી રામ અનંત,
જનકપુરે ધનુ મખ સુણી, ચાહ્યું જોવા ચંત.

## સવૈયા.

રૂષિ શ્રાપથિ [૬૯]ઉપલ દેહ ધરી, અહલ્યાપડિ નાથ તણા [૭૦]પથમાં,
[૭૧]પદ કંજ તણી રજ ચાહ ઉરે, રૂષિ શ્રાપ મટે પદ સ્પર્ષ થતાં;
[૭૨]રઘુનંદન આપ ઉધાર કરો, દિન દાનિ દયાનિધિ છો જળમાં,
નથિ આપ સમાન સમર્થ બિજો, વિર ધીર હરે દુખ યાચકનાં.

## દોહરા.

સ્પર્ષ થતાં પદ રજ તણા, સ્રી બનિ મટિ પાષાણ;
પદ [૭૩]સરોજ સ્પર્ષિ સ્તવે, સહુ સુખ રૂપ શ્રી રામ.

## સવૈયા.

અજએક [૭૪]અનંત [૭૫]અનીહસદા,અવિનાશિઅપાર[૭૬]અબાધપ્રભૂ,
દુખનાશકસૂખપ્રકાશકછો,[૭૭]અઘ[૭૮]ઓઘ[૭૯]નિવારણનાથ[૮૦]વિભૂ;
મતિ માન તણી મતિ આપ પ્રભૂ, ગતિ માન તણી ગતિ આપ નમું,
જન દુઃખ [૮૧]વિદારણ સીંહ પ્રભૂ, સહુનું મુળ કારણ આપ લહું.

---

૬૯ પથ્થર. ૭૦ રસ્તે. ૭૧ ચરણ કમળ. ૭૨ શ્રીરામજી. ૭૩ કમળ.૭૪ પાર વિનાનું. ૭૫ ઇચ્છારહિત. ૭૬ કોઇથી રોકાય નહિ. ૭૭ પાપ. ૭૮ ઢગલો. ૭૯ દુર કરવું. ૮૦ વ્યાપક. ૮૧ નાશ કરનાર.

## દોહરા.

પતિ લોકે અલ્યા ગઈ, કૌષિક સાથ શ્રી રામ;
આવ્યા નગર [૮૨]વિદેહને, શોક હરણુ સુખ ધામ.

## સવૈયા.

નગરી [૮૩]નિકટે પુલવાડિ મહીં, ઉતર્યા મુનિ કૌશિક રામ સહી,
ફળ ફૂલ ખિલી નિકળ્યાં અતિ સુંદર, [૮૪]ચારૂ સુગંધ સુદેશ ભરી;
કુજતાં [૮૫]ખગ બૌકલ ગાન કરી, જનનાં મન વાણિથિ લેય હરી,
નિરખું મુજ નેત્રથિ પૂર બધું, [૮૬]મનવાંછિત વૃત્તિ અનંત કરી.

## દોહરા.

રામ રૂષિ પદ વિનયથી, ધરિ શિશ માગિ રજાય;
નાથ દેખવા નગર આ, અનંત ચિતમાં ચાહ.
વિનય વાણિ સુણિ રામની, રજા આપિ રૂષિરાય;
ઘો [૮૭]વિદેહપુર [૮૮]નયન ફળ, ધારિ હર્ષ ચિત માંય.

## સવૈયા.

નગરી [૮૯]સુચિ સુંદર લોક વસે, [૯૦]મતિ મંત શ્રીમંત પુરા ધનમાં,
ધનવાન [૯૧]શરાફ કુબેર સમા, મણિ માણિક મોતિ ભર્યાં ઘરમાં;
[૯૨]નિધિશું [૯૩]નિરનીધિનિ ખાલિ થઈ, વશિ આ વિવિદેહ તણા પુરમાં;
સહુએ સુચરિત્ર પવિત્ર વડા, [૯૪]સમભાવ સદા ઉર ભીંતરમાં,

---

૮૨ જનકરાજા. ૮૩ નજીક. ૮૪ સુંદર. ૮૫ પક્ષી. ૮૬ મનની અભિલાષ. ૮૭ જનકપુર. ૮૮ આંખને દર્શનનું ફળ. ૮૯ પવિત્ર. ૯૦ અક્કલવાળા. ૯૧ નાણાવટી. ૯૨ સંપતિ. ૯૩ સમુદ્ર. ૯૪ અભેદ ભાવ.

[૯૫]વિથિમાં ફરતાં સહુ રામ જુવે, નિરખી હરખે જરિ સ્થીર રહે,
સુખ રૂપ ગણી રૂપ રામ તણું, ધરિને મનમાં બહુ મોદ લહે;
દુર દ્રષ્ટિ કરે ન દિદાર તજી, બિજિ આકૃતિ આંખ મહીં ન વસે,
શિશુ વૃદ્ધ યુવાન પ્રિતે નિરખી, રૂપનાં ચિત માંહિ વખાણ કરે.
દશ પાંચ સખી મળિ વાત કહે, વર જાનકિ જોગ દિસે મુજને,
[૯૬]પ્રણ છોડિ વિદેહ વરાવિ સુતા, અરજી કદિ આપણિ કાન ધરે,
કદિ જોગવિધી અનુકૂળ કરે, [૯૭]અતિથી વધુ આપણિ પાસ રહે,
રૂપ ખાણ ખરે ગુણવંત સખી, કયમ બાળક સુંદર આ વિસરે;

## દોહરા.

સખિ એ સુત અવધેશના, મુનિ મખ રક્ષણ કાજ;
[૯૮]દ્વિજ વધુ તારિ અસુર હણ્યા, સકળ શૂર [૯૯]શિરતાજ.

## સવૈયા.

હણિ એક શરે પ્રભુ [૧૦૦]દૈત્ય સુતા, રૂષિદ્વાર ખડાશરચાપ ધરી,
શર, મારિચ મુંઢ સુબાહુ હણ્યો, કરિને દ્વિજ સર્વનિ પીડ પરી;
નિરવિઘ્ન કર્યું પુરૂં કૌષિક કાજ, ન વિઘ્ન નિશાચર કીધું જરી,
મુનિના મખની રખવાળિ કરી, પદ સ્પર્ષથિ વિપ્ર વધૂ ઉધરી.

## દોહરા.

અવર સખી કે' જનકથી, હશે અજાણી વાત;
નહિ તો વિણ પૂછચે સુતા, દે ભુપ થઈ રળિયાત.

---

૯૫ શેરી. ૯૬ લીધેલી પ્રતિજ્ઞા. ૯૭ મીજબાન. ૯૮ બ્રાહ્મણ.
૯૯ શિરોમણી. ૧૦૦ તાડીકા.

વખત થયો જાણી ફર્યા, મુનિ પાસે બેઉ વીર;
બાળ વૃદ્ધ યુવાન જન, નિરખે સૌમ્ય શરીર.

## સવૈયા

ૠષિ કૌષિક છે કુલવાડિ મહીં, જનકે શ્રવણે જરિ સાંભળતાં,
કુળ ગોર લઈ મળવા ૠષિને, ધરિ હર્ષ વિદેહ પ્રિતેથિ જતા;
ૠષિ આદરમાન દિધું નૃપતી, નૃપ કૂશળતા ૠષિની પુછતા,
કરતા મુનિને નૃપ વાત પ્રિતે, સમયે તહિં રામ અનંત જતા.
શિશુ જોઈ ચકીત વિદેહ થયા, [2]દિવ્ય દેહ શું દ્રષ્ટિ લગાડિ રહ્યા;
નથિ મોહ મને જરિ સૃષ્ટિ પરે, પણ રામનું રૂપ નિહાળિ મહા;
નહિ દ્રષ્ટિથિ દૂર કરૂં જરિ હું, શિશુ રૂપ વિદેહ વિલોકિ રહ્યા;
[3]નય [4]દ્રષ્ટિજ સૃષ્ટિ તણો તજિને, નૃપ આપ સ્વરૂપ વિસારિ ગયા.
નૃપ કૌષિક રામ લઈ નિજ સંગ, ઉમંગથિ ઉત્તમ સ્થાન દઈ,
ઉતરો મુનિ આપ અને શિશુ આ, શુભ ધામ મહિં સુખ સર્વ લઈ;
મિજબાન તમે નૃપ બાળક આ, મમ રાજ્ય તણા, ચિત શાંત થઈ,
વસિને મુજ પાવન પૂર કરો, વિનતી દિનની મુનિ લક્ષ લઈ.

## દોહરા.

રામ મુની તે ભુવનમાં, જનક મ્હાન સન્માન;
જ્ઞાન [5]ગિરા [6]ગોતિત [7]અજ, શ્રવણ કરે ૠષિ જ્ઞાન.

---

૧ સુંદર. ૨ અલૌકીક. ૩ ધર્મ..૪ દ્રષ્ટી ત્યાં સૃષ્ટિ આવો જનકવિદેહીનો ધર્મ હતો. ૫ વાણી. ૬ ઈંદ્રિયથી દૂર. ૭ જેનો જન્મ નહિ તે.

## સવૈયા.

પરભાતમાં રામ [૮]અનૂજ સમેત, વિદેહ તણી પુલવાડિ મહીં,
ફુળ પત્ર [૯]પ્રસૂન પુજા અરથે, રૂષિ કાજ, ગયા પુરિ પ્રીત ધરી;
કર કંકણુ નેપુર નાદ સુણી, ઝબકયા ઝટ રામ ચકીત થઈ,
જ્યમ ચંદ ચકોર નિહાળિ રહે, ત્યમ જાનકિ સામું જુવે પ્રિતથી;
લઘુ ભ્રાતનિ આગળ રામ કહે, ધનુ યજ્ઞનું કારણુ જાનકિ આ;
શશિ જેમ પ્રકાશક છે સહુને, પુલવાડિ કુલાવિ દિપાવતિ આ.
જગ [૧૦]આદ્યનિ એ અવલોકન મૂરતિ સૂરતિ સર્વ બતાવતિ આ;
[૧૧]કલ કંઠથિ કોમળ વાણિ વદી, જનનાં મનને [૧૨]અવધારતિ આ.

## દોહરા.

એ તે એ એના સમું, એ, નહિ બીજું અન્ય;
ભાગ્ય વિભવ જે ભૂપના, જે પર પ્રભૂ પ્રસન્ન.
રૂષિ પાસે જઈને કહ્યા, યથાસ્થીત વૃતાંત;
આશિષ ઉર દીધી રૂષી, પ્રભુ પદ છે નિભ્રાંત.
જાનકિ પ્રભુનાં જોઈને, કિશોર કોમળ ગાત્ર;
લગનિ લાગિ પ્રિતિ અગનિનિ, સખી હતી સહુ સાથ.
પુર્વ પ્રીતિ નારદ વચન, આતુર અનહદ પ્રેમ,
[૧૩]ગૌરિ પૂજવા પ્રેમથી, ગઈ મંદિર લઈ નેમ.
ભાવ ભવાની પર ભલો, ઇચ્છિત પ્રાપ્ત ઉમેદ;
પ્રાપ્તી માતુ પ્રભાવની, ખુશી ખરી, તજિ ખેદ.

---

૮ નાનો ભાઈ. ૯ ફુલ. ૧૦ પ્રથમની. ૧૧ કોયલના જેવો કંઠ. ૧૨ ધારણુ કરવું. ૧૩ પાર્વતી.

## ભુજંગી છંદ.

ગઈ જાનકી મંદિરે જ્યાં ભવાની,
પુરી પ્રીતથી વંદના ઉર આણી;
નિરાકાર ઓંકાર રૂપાસ્વરૂપા,
જગત્ વંદ્યછો આદ્ય શક્તી [૧૪]અનુપા.

અરૂપા સ્વરૂપા તમે સર્વ રૂપા,
તમે [૧૫]જાન્હવી દાનવી દેવિ રૂપા;
[૧૬]ગુણાતીત તું ગૂણ ધારે પ્રસારે,
ગુણે ગુણ પ્રેરાઈ બ્રહ્માંડ ધારે.

તુંછો અંડ બ્રહ્માંડની [૧૭]અંબરૂપા,
નિરાધાર આધાર જ્યોતી સ્વરૂપા;
[૧૮]દુરારાધ્ય [૧૯]સુસાધ્ય છો નિત્ય [૨૦]બાળી,
કરાળિ મહાકાળિ પ્રણમું કૃપાળી.

[૨૧]પરા પાર વાસીકરે તું પસારો,
તુંથી કોન ન્યારો મહીમા તમારો;
સહુ ચિત્તમાં માત વાસો વશ્યાં રહો,
બધાની રૂડી બૂરિ ઈચ્છા વિચારો.

---

૧૪ જેની બરોબર કોઇ નહીં તે. ૧૫ ગંગા. ૧૬ ગુણુથી અલગ. ૧૭ માતુશ્રી. ૧૮ મુશ્કેલીથી આરાધી શકાય. ૧૯ સહેલથી પ્રસન્ન થાય તે. ૨૦ યુવાન. ૨૧ પરા, નામની વાણીથી આગળ.

તું છો વિશ્વની સૂખદા વિશ્વ રાણી,
[22]ત્રિપૂરારિ પ્યારી ઉદે [23]અસ્ત જાણી;
મતીમાનતું સ્થાન ગૂણે [24]મરાળી,
જગદ્ મા તુ મારી દયાળી દિવાળી.

## દોહરા.

અંબારાધી ફળ લઈ, મનવાંચ્છિત, સખિ સાથ;
માતુ પાસ આવે સિતા, મન રઘુનંદન હાથ.
રામ પુષ્પ લઈ અનુજ પુત, ધરિ પદ મુનિ ખુશિ થાય;
સહુ વૃતાંત ફુલવાડિનો, કહ્યો, ન છળ ચિત માં'ય.
કૌષિક સંગ ભોજન કર્યું, રામ અનંત સમેત;
જ્ઞાન કથા કરતા શ્રવણ, રૂષિ મુખની ધરિ હેત.
[25]શતાનંદ તે સમયમાં, આવ્યા કૌષિક પાસ;
[26]નૃપ વિનતી, દ્વય કુંવર લઈ, ધનુ મખ ચાલો નાથ.
સુણિ મુની, રામ અનંતને, કહ્યું થાઓ તૈયાર;
ફળ દાતા જગ ઈશ છે, ન કરો વાર લગાર.

## સવૈયા.

લઈ લક્ષ્મણુ રામ,મુની સંગમાં, ધનુ યજ્ઞ સ્થળે પ્રિતથી વિચરે;
નૃપ દેશ વિદેશ તણા મળિયા, કનકાસન સર્વ પડ્યા નજરે;

---

૨૨ શંકર. ૨૩ ઉદયાસ્ત. ૨૪ હંસની. ૨૫ જનકરાજાના કુળ ગોર. ૨૬ રાજા,

મળિ ભૂપ મુની, સહુ જોઈ સભા, નૃપ પાસ ઘટીત વખાણુ કરે,
નૃપ રાજિ થયા મુનિ પાય નમી, વર આસન આગળ આપ ધરે.

### દોહરા.

વર [27]કનકાસન મણિ જડિત, તેપર મુનિ દ્વય વીર;
બાલ [28]પતંગ સમા દિસે, સુંદર સુખદ શરીર.

### ત્રોટક વૃત.

કનકાસન રામ અનંત જુવે, દુર દ્રષ્ટિ કરી રચના સઘળે;
બહુ રંગ વિચિત્ર સુચિત્ર ભર્યા, મણિ માણિકસ્થંભ જડાવ જડ્યા.
[29]મુક્તાફળ પ્રીતથિ પાથરિયાં, વચમાં વચમાં મણિ નીલ ધર્યા;
રૂડિ કંચનવેલિ અનૂપ કરી, મણિ [30]પદ્મ તણાં ફળ પત્ર ધરી.
બહુ મોર ચકોર [31]પરાવત જ્યાં, ચકલાં [32]કિરને [33]કલ હંસ રૂડાં;
મણિસ્થંભમહીંચિતરીપુતળી, અતિ [34]સંગિત[35]સાજસહીચિતરી.
અવલોકિ [36]સચીત[37]ચકીત રહે, વિણુ ચિત્તનિ વાત ન કોઇ કરે;
[38]ચખ [39]વાસવ જોઇરચનાવદતા, મુજલોકથિ ઉત્તમ આ રચના.
[40]અજ આપ ઉલાસ થયા ઉરમાં, સહુ લોકથિ ઉત્તમ ન્યારી કળા.

### દોહરા.

નજર કરી નીહાળતા, સકળ ભૂપ શ્રી રામ;
અધમોધારણ અઘહરણ, શોક શમન સુખ ધામ.

---

૨૭ સુવર્ણનું આસન. ૨૮ સુર્ય. ૨૯ મોતી. ૩૦ કમળ. ૩૧ કબુતર. ૩૨ પોપટ. ૩૩ કોયલ. ૩૪ ગાયન. ૩૫ સામાન. ૩૬ ચીત્ત-વાળાં. ૩૭ આશ્ચર્ય. ૩૮ આંખ. ૩૯ ઈંદ્ર. ૪૦ બ્રહ્મા.

## કુંડળીઆ છંદ.

જનક ભાટ ત્યાં ઉચર્યો, પ્રણ ધર્યું જનક જનેશ;
ધનુ ભંજે [41]ચંડી પતી, જે આ મખે નરેશ;
જે આ મખે નરેશ, જાનકીને એ વરશે,
એ વિણ સરે ન અર્થ, સાહ્ય બાહૂ બળ કરશે,
માટે સકળ નરેશ, ધનુષ્ય ધરિ કામ સુધારો,
એ વિણ સરે ન અર્થ, ભાટ કે' ભૂપ તમારો.

## સવૈયા.

સુણિ વાણિ ભરી અતિ મર્મ તણી, નૃપતી સહુ આશ તણે વશ થૈ,
ઉઠવા ચિત આસનથી ઉછળે, ધનુની ગમ જોઇ શકાય નહીં;
કટિ બાંધિ બની ભટ ગર્વ ઉરે, કરતા અતિ, મ્હેનત વ્યર્થ ગઈ,
ન હલે ન ચલે નિજ સ્થાન થકી, બળ સર્વનું લઇ ગુરૂતાઈ ગ્રહી.
નૃપ [42]મંદર [43]મેરૂ ઉઠાવિ શકે, શિવ [44]શૈલ ધરે કર મોદ ભરે,
દશ [45]દીશિપના કરથી ભુમિ લે, કર [46]કંદુક જેમ સહેજ ધરે;
જરિ એથિ ધનૂષ્ય હઠી ન શક્યું, બળ કોણ સમાજ [47]વિહાઇ કરે,
નૃપ સર્વ નિરાશ [48]નિશા પ્રકટી, [49]તમ રૂપ થયા તમ કોણ હરે.

## દોહરા.

એ અવસર જનકે કહ્યું, દીન વચન દિલ દાહ,
નૃપતી દોષ નહિ કોઇનો, લખ્યા ન સુતા વિવાહ.

---

૪૧ શંકર. ૪૨ મંદરાચળ. ૪૩ એક પર્વત. ૪૪ કૈલાસ પર્વત. ૪૫ દિશાના દેવ. ૪૬ દડો. ૪૭ છોડીને. ૪૮ રાત. ૪૯ અંધારૂં.

## સવૈયા.

નૃપતીનિ સમાજ વિદેહ કહે, ધનુ યજ્ઞ હું કો દિ કરાવત ના,
ભટ ભૂમિ મહીં જનમ્યો નહિ જાણુત, તો તમને [૫૦]પધરાવત ના;
બળવાન તણા બળની [૫૧]પરિપાટિ, હું શંભુ ધનૂષ્ય ધરાવત ના,
ભુમિ વીર [૫૨]વિહીન હું જાણુત તો, લઇને પ્રણ લોક હસાવત ના.

## દોહરા.

મર્મ ભર્યાં લક્ષ્મણ સુણ્યાં, જ્યાં વિદેહના વે'ણ;
બોલ્યા રાજ સમાજમાં, રોષે રાતાં નેણ.

## સવૈયા.

રઘુવંશ તણો નર હોય તહાં, નૃપ કો મુખ એવું ઉચારિ શકે ?
રવિ વંશ રઘુ કુળ આપ છતાં, અઘટીત ઉચાર કર્યો જનકે;
ધનુનો નથિ ભાર બ્રહ્માંડ થકી, ઉંચકું લઈ નાશ કરૂં પલકે,
શું પુરાણું [૫૩]પિનાક [૫૪]પિનાકિ તણું, નહિ લક્ષ્મણના કરથી છટકે?

## દોહરા.

તવ પ્રતાપ સહુ કરિ શકું, પણ અનુચિત એ વાત;
જાણ જનકને જરિ નથી, રવિ કુળ પુણ્ય પ્રતાપ.

## સવૈયા.

સુણિ વાણિ અનંતતણી જનકે, [૫૫]અનુચીત કહ્યું, મન શોચ કર્યો,
અવિચારિ કર્યું, પછિ પાછળથી, પસતાઈ મુએ નવ અર્થ સર્યો;

---

૫૦ તેડાવત નહિ. ૫૧ પરિક્ષાની સપાટી. ૫૨ વગર ૫૩ ધનુ-ષ્ય. ૫૪ શંકર. ૫૫ ગેરવાજબી.

સહુ રાજિ થયા નૃપ લાજ રહીં, ચિત જાનકિ મોદ વિશેષ ભર્યો,
રઘુનાથ નિવારિ અનંત દિધા, ક્ષણુ એક ચિતે સુવિચાર કર્યો.

## સોરઠા.

કરો જનકનું કામ, રામ ઊઠો ગુરૂજી કહે;
શોક હરણુ સુખધામ, તારણુ તરણુ તમામના.
ગુરૂ આજ્ઞા અનુસાર, ઉઠયા રામ કારણુ કરણુ;
ભંજન ધરણી ભાર, ગુરૂપદ રજ શિરપર ધરી.
જેમ જુવે [56]ગજરાજ, [57]જલજ નાળ [58]સર પેસતાં,
ત્યમ જોયું શ્રી રામ, [59]ત્રંબક [60]ત્રિપુરારિ તણું,
જ્યમ તાકે [61]ખગ બાજ, [62]મત્ત કરી તાકે [63]હરી;
[64]વિહગેશ [65]અહિ બાળ, ત્યમ રામે [66]કામારિ ધનુ.

## દોહરા.

સ્પર્ષતાં, ધરતાં, તોડતાં, ક્ષણું ન લાગી વાર;
બે ન દિઠાં, ત્રીજું દિઠું, તુટયું ધનુષ તે ઠાર.

## છપ્પા.

થયો ઘોર ચીકાર, રવિ વાજી હઠિ ધાયા,
દિશપનાં ધ્રુજ્યાં હાડ, વિકળ થઇને વહેમાયા,
ધ્રુજ્યા મેરૂ મેનાક, પિનાકીનો જ્યાં વાસો;—
તે ધ્રુજયો કૈલાસ, વિકળ સહુ જોઇ તમાસો,

---

૫૬ હાથી. ૫૭ કમળ. ૫૮ તળાવ. ૫૯ ધનુષ્ય. ૬૦ શંકર. ૬૧ પક્ષી. ૬૨ યુવાન હાથી. ૬૩ સીંહ. ૬૪ ગરૂડ. ૬૫ સર્પ. ૬૬ શંકર.

નિર નિધિ નીર ખળભળ થયું, ચમકી ઉઠયા [૬૭]સમીર જ્યાં;
શિવ ચાપ રામ ખંડન કર્યું, [૬૮]ધ્વનિથી ત્રિલોક માહિત થયાં.

### દોહરા.

શોચ સિતા, [૬૮]દવ જનકનો, પુર જનનો [૬૯]પરિતાપ;
સંશય શોક ત્રિલોકનો, મંદ [૭૦]મહિપનો [૭૧]દાપ.
એક સંગ ત્રૂટયાં બધાં, જ્યમ બંધીના બંધ;
પરાપુર્વ સહુનો હતો, એ ધનુ સાથ સબંધ.

### સોરઠા.

તવ જાનકિ વરમાળ, રામ કંઠ આરોપિને;
વિહરે બાળ મરાળ, રૂપ મોતિનિ ચાંચ ભરિ.

### સવૈયા.

ધનુ ત્રૂટયું સુણી [૭૨]ભૃગુવંશ મણી, કટિ [૭૩]ત્રોણ કરે [૭૪]શર [૭૫]ચાપધરી,
અતિ તિવ્ર [૭૬]કુઠાર ધર્યો કરમાં, વિર વીણ [૭૭]ધરા બહુ વાર કરી;
રૂપ સુંદર ગૌર શરીર છતાં, રિસ આધિન આંખડિ લાલ કરી,
મિજબાન થયો શું વિદેહ પુરે, રસ વીર પ્રત્યક્ષ શરીર ધરી.

### દોહરા.

ભૃગુ વિલોકિ જનકે નમી, સીતા ધરિ પદ પાસ;
કૌષિક મેલ્યા ચરણ બે, નૃપ બાળક કહિ દાસ.

---

૬૭ પવન. ૬૮ અવાજ. ૬૯ બળતરા. ૭૦ રાજા. ૭૧ ગર્વ. ૭૨ પરશુરામ.
૭૩ બાણનો ભાથો. ૭૪ બાણ. ૭૫. ધનુષ્ય. ૭૬ કુહાડો. ૭૭ પૃથ્વી.

[૭૮]અભિમત આશિષ ભૃગુ દિધી, જનક સમાં કરિ નેણ;
ચિતવ્યું ચાપ ખંડન દિઠું, વધ્યા ક્રોધ વશ વે'ણ.

## સવૈયા.

ધનુ ભંજન કો જનમ્યો ધરણી, કરણી અરિ જેવિ કરી મુજ શું;
હણુંવો અરિ એ મુજ હાથ ઘટે, નકિ વાત વિદેહ કહું તુજ શું;
બહુવાર નક્ષત્રિ [૭૯]ક્ષિતી કરિ મેં, ભય તે ન ધર્યો બળના [૮૦]રવ શું,
ખુટિ આયુ ખવાઈ ગયો ખલકે, અરિતા ધરિને ભૃગુ નાયક શું.

## રોળા વૃત.

આ પિનાકિ પિનાક, કર્યું ખંડન દેખું છું,
તેને મુજ અરિ રૂપ, સદા ઉરમાં લેખું છું;
તમ સમાજમાં હોય, કરો દુર, સુણિ મમ વાણી,
નહિ તો થાશે જરૂર, [૮૧]રાજ્યજીવોની હાની.

રામ કહે રૂષિ રાજ, ધનુષ્ય ભંજન કરનારો,
હશે કોઈ જગ માંહિં, ખાસ જે દાસ તમારો;
ભૃગુ કહે ક્યમ દાસ? કરે અરિ જેવિ કરણી,
ધરે ન ચિત મમ ત્રાસ, જિવન ક્યમ જીવે ધરણી.

અનંત કે' રૂષિ રાજ, ક્રોધ ખોટો ન વધારો,
અડચે તૂટયું [૮૨]ભવ [૮૩]દંડ, રામ પર રોષ ન ધારો;

---

૭૮ ઇચ્છા મુજબ. ૭૯ પૃથ્વી. ૮૦ ગર્વથી. ૮૧ રાજાઓ. ૮૨ શંકર. ૮૩ ધનુષ્ય.

શિશુપણમાં બહુ ધનુષ્ય, રમત રમતામાં તોડયાં,
તે વખતે કરિ ક્રોધ, રૂષીવર કદી ન દોડયા.
ભવ ધનુષ્ય પર પ્રીત, વા'ર લઇ લડવા આવ્યા,
વિપ્ર ક્ષત્રિનો વેશ, દયા કરિ તેથી ફાવ્યા;
ભૃગુ કરિ કોપ, કુઠાર, લઈ કરમાંહિં સુધાર્યો,
કેવળ દ્વિજ સમ બાળ, મને જગમાં તેં જાણ્યો;
મ્હેં એકવીશ વાર, ક્ષત્રિવિણ કીધી ધરણી,
કઈક હણ્યા નૃપ બાળ, હતી તું જેવી કરણી;
રામ કહે મહારાજ, કોપ આપનો નિવારો,
નથી એ ગુન્હેગાર, હું છું અપરાધિ તમારો.
રવિ વંશની માંહ્ય, [૮૪]સમર અરથિ શંકાયો,
તે ન અમારો પુત્ર, માતુ પેટે એ પાણો;
અમો દ્વીજ ડર દિલે,–તમારો એકજ ધરિયે,
કૃપા આપની નાથ, જિવાડયે જીવન ધરિયે.
અમો તમો આધીન, રહેતાં, સુખિયા થાશું,
આપ ભયે ભયભીત, અભય બિજાથી ગણાશું.

## દોહરા.

દિનતા છતાં દયા ન કરિ, કરડાં કરિ નિજ નેણ;
ભૃગુને રઘુવર તે સમય, કહ્યાં ક્રોધ કરિ વેણ.

---

૮૪ રણક્ષેત્ર.

## કવિત્ત.

રામ કહે રાખો ભૃગુનાથ બળ બાહૂ માંહિ,
બીજા બળહીણુ વીર આપથી ન ધારશો,
ક્ષત્રી કુળ આવ્યો જે સમરે શંકાયો–મોટા;
પાપિમાં પંકાયો એતો, માતૂ કુખ ભાર શો.
દ્વિજ જાણી નમીયે રઘુવંશ તણી રીત એ છે;
એ દયાને કાયરતા ચિત્ત ના વિચારશો;
આતો રઘુંવંશના રણે [૮૫]અજીત બાળક છે,
આંખ કા'ડી આમ ભૃગુનાથ ના ડરાવશો.

## દોહરા.

સ્પર્ષ કર્યો ખેંચ્યું ચડયું, ભૃગુપતિ કર [૮૬]કોદંડ;
નમન કરી પદ રામને, ભૃગુજી વીચર્યા વંન.

ભૃગુ કોપ, ચિંતા જનક, ભય સીતા, ખળ હાસ્ય;
નાશ થયાં સહુ એક પળ, ભૃગુ ગયા વનવાસ.

કુળ રીતે કૌષિક કહે, કરો વંશ વ્યવહાર;
લખિ [૮૭]ચર પઠવ્યો અવધ ભણિ, જનકે કરિ તૈયાર.

જાન જોડિ [૮૮]સુતજોડિ લઈ, પરિજન મિત્ર સમાજ,
દશરથ આવ્યા જનકપુર, સજિ આનંદિત સાજ.

---

૮૫ ન જીતી શકાય તેવા. ૮૬ ધનુષ્ય. ૮૭ ખેપીયો. ૮૮ બે દીકરા.

## સવૈયા.

શુભ વાર તિથી ગૃહ યોગ્ય મળ્યા, નિરધારિ દિધા [૮૯]નિમિ રાજરૂષી,
શુભ યોગ જણાવી સુલગ્ન તણો, પરિવાર સહૂ ચિત થાય ખુશી;
સહુને અતિ વ્હાલ વિદેહિ પરે, સહુછે સુખિ જેમ વિદેહિ સુખી,
દિધું દાન સુતા રઘુનંદનને, નિધિ જેમ હરી [૯૦]દુહિતા અરપી.

## દોહરા.

ત્રણ કુંવરી નિજ ભ્રાતની, ત્રણ સુત બિજા સાથ;
પરણાવી જનકે પ્રિતે, પ્રણમ્યા જોડી હાથ.

## સવૈયા.

કરિયાવર યોગ્ય કરે નૃપતી, મણિ માણિક મોતી અપાર દઇ,
ગજવાજિ [૯૧]સુખાસન [૯૨]સ્યંદનને, [૯૩]ચરચેરિતણો ન હિસાબ જ્યહીં;
શિરપાવ સબંધિ જનો સહુને, દઇને પદ વંદન રાય કરી.
અવધેશ નરેશ વિદાય કર્યા, સુખદાયક કામ વિદેહ કરી;

## દોહરા.

સુત સુત [૯૪]વધુ લઈ અવધપતિ, અવધી ઉર ઉત્સાહ;
વારંવાર વખાણતા, વાહ વિદેહ નૃપ વાહ.
રાજ કાજ કરિ રામ સુખ, દે અધીક અવધેશ,
રહે નહીં શુભ રાજ્યમાં, કુમતિ, કુકર્મ, કલેશ.

---

૮૯ જનક વિદેહિના ગોર. ૯૦ દીકરી. ૯૧ પાલખી. ૯૨ રથ. ૯૩ દાસદાસી. ૯૪ દીકરાની વહુ.

## સોરઠા.

અવધપુરી આનંદ, સહુ પુરવાસી નારિ નર;
સ્વરૂપ રામ સુખ કંદ, દશરથ ભુવન બિરાજતા.

## સવૈયા.

સુખ [૯૫]મૂકુર માંહિ વિલોકયું નૃપે, સુખ આસન આસિન આપ થઈ,
શિર પેચ સમારણ કાજ કરી, નૃપ દ્રષ્ટિ શરીર ને મૂખ ભણી.
નિજ કાન પરે [૯૬]સિત કેશ દિઠો, જતું યોવન જાણ્યું વિચાર કરી;
વૃધતા કરતી ઉપદેશ નજીકથિ, ધારણ વૃત્તિ સુશાંત' ધરી.

## દોહરા.

ત્રણ ગઈ આ ચોથી રહી, વય હજી હજી જશે જ;
"રામ કરો યુવરાજ નૃપ" તો કલ્યાણ થશે જ.

## રોળાવૃત.

નૃપ વિચાર ચિત કર્યો, રામ યુવરાજ બનાવું;
[૯૭]અનાસક્ત રહિ આપ, શાંતિમાં આયુ વિતાવું.
સહુને સુખ રૂપ રામ, પ્રીતે વ્હાતા પુરવાસી,
બધાં વખાણે લોક, જે અરી, મિત્ર, [૯૮]ઉદાસી.

## દોહરા.

ઉઠિ નૃપ ગુરૂ ગૃહમાં ગયા, વંદન કર્યું પડિ પાય;
અભિમત આશિષ મેળવી, :રીઝી બેઠા રાય.

---

૯૫ અરીસો. ૯૬ સફેદ વાળ. ૯૭ આસક્તિ રહિત. ૯૮ તટસ્થ.

## સવૈયા.

ગુરૂ આપ તણા પદ પુણ્ય થકી, [૯૯]પરિતાપ તમામ શિરેથિ ટળ્યા,
સુત ચાર મળ્યા વહુ ચાર મળી, ફળ જેમ ક્રિયા સહુ ચાર મળ્યાં;
અભિલાષ બિજો નથિ અંતરમાં,પણ આપ પદે [૧૦૦]અનુરાગ થવા,
યુવરાજ પદે ધરૂં રામ હવે, ચિત શાંત થવા મમ દુઃખ જવા.
અધરૂં ન તમારિ કૃપાથિ કશું, દિનતા દિલ દાહક દૂર ખસે,
સ્વસ્વરૂપ ચુકી ફરતો પરદેશ, મુસાફર, આપ ઘરે વિચરે;
દુખમાં ધરવા સહુ આતુર છે, કપટે ચતુરાઈ વિકાર ધરે,
દુખ રૂપ બધો જગ સાજ સમાજં, ન આપ વિના પ્રભુ સૂખ કરે.

## દોહરા.

ગુરૂ અતિશય રાજી થયા, સુણિ નૃપનાં વર વે'ણ;
અધિપતિ આપ વિચાર શુભ, સહુ જનને સુખ દેણ.
યૂવરાજ પદ રામને, ઉચિત આપવું આજ;
યોગ લગ્ન નક્કી કર્યું, ભૂપ સજો સહુ સાજ.

## સોરઠા.

સુણિ સરવે આ વાત, રામભદ્ર યુવરાજ પદ;
હૃદય થયાં રળિયાત, મેઘ [૧]ધુની સુણિ જ્યમ [૨]મયૂર.

## સવૈયા.

અવધેશ સચીવ સમક્ષ કહ્યું, ગુરૂરાજ કહે, સહુ પ્રીત થકી,
સહુ સાહિત પૂરણતા કરવી, યુવરાજ ક્રિયા અભિષેક તણી;

---

૯૯ દુઃખ. ૧૦૦ પ્રીતી. ૧ અવાજ. ૨ મોર.

પુર ઉત્સવ સાજ સમાજ રચ્યો, વળિ રાજ ગ્રહે ગલિયે રમણી,
કરજ્યો સહુ કાર્ય [3]કળાધર થઇ, તમ હાથ બધું કરશો ન કમી.

## દોહરા.

પુરમાં ઉત્સવ સકળ સ્થળ, ઘર ઘર હાટ બજાર;
મંગળ કળશ [4]વિતાન [5]ગ્રહ, રહ્યા શોભિ દરબાર.

## સવૈયા.

મન્થરા [6]પરિચારિકિ કેકયિની, નિરખી સ્થિતિ ગામ બજાર તણી,
મણિ માણિક ચોક પુરાઈ રહ્યાં, શુભ લીલમ વાંસ વિતાન કરી.
ધરિ હેમનિ વેલિ વિતાન પરે, શુભ પત્ર મનોહર નીલ ધરી,
મન્થરા શમિ ગૈ ચિત જોઈ બધું, અણચિંત્ય વિચિત્ર ઉપાધિ કરી.

## દોહરા.

દોડી ગઈ દરબારમાં, બેઠી કેકયિ પાસ;
વિકળ દેખિ પૂછ્યું પ્રિતે, "અલિ કયમ આજ ઉદાસ."

## સવૈયા.

નથિ કાંઈ ઉદાસ ઉસાસ લઈ, કહ્યું, ના તમને ઉતપાત ઘટે;
કરિ મોજ મજા સહુ ખોઈ દિધું, પણ અંત હવે દુખ છે નિકટે.
[7]અલિનો પશુ કેમ વિચાર કરે, મરવાનું છતાં તૃણથી ન હઠે;
શિખ કોણ કહે શિખ કોણ ગ્રહે, થયું તેજ થશે ન મટાડ્યું મટે,

---

૩ યુક્તિવાન. ૪ માંડવો. ૫ ઘર. ૬ દાસી. ૭ દેવીની પાસે મારી નાંખાવ માટે આણેલું પશુ.

## દોહરા.

રામ કાલ યુવરાજ પદ, આવે, હોય નરેશ;
તું ન રાણિ સુત ભૂપના, કર કાયમનો કલેશ.

## સવૈયા.

દુખનું [8]દ્રુમ તૂજ વવાઈ ગયું, નથિ જાણુતિ જાણિશ તે ફળતાં,
અણચિંત્ય ઉપાધિ તણાં ફળશે ફળ, દુઃખ રૂપે પરખે પળમાં;
ખરિ રાણિ ન શાણિ અજાણિ હજી, નથી ભાન પ્રપંચ તણું ઘરમાં,
નહિ સૂત ઘરે પતિ હાથ ગણે, મુરખી તુંથિ કોણુ બિજી જગમાં.

## દોહરા.

બહુ વાતો કરિ બેસતી, [9]પ્રવિશિ શકે પ્રબોધ;
શોકય વાત [10]શતધા કરી, જે સુણિ વધે વિરોધ.
વિકળ બુદ્ધિ કેકયિ કરી, સુણિ દાસીની વાત;
રાત હાથ, સુધરે ન તો, બગડે થતાં પ્રભાત.

## સોરઠા.

નૃપ [11]નંદનિ, નૃપ નાર, નૃપ માની, નૃપ માતુ, જે;
વેગે થયો વિકાર, દુષ્ટ બુદ્ધિના સંગનો.
પ્રીતે રચી પ્રપંચ, કોપ ભુવન કેકયિ ગઈ,
[12]સંકેલી સહુ સંચ, હૃદય ચિરિ [13]ઠાંશી ભર્યો.

---

૮ વૃક્ષ. ૯ દાખલ. ૧૦ સેંકડો. ૧૧ દીકરી. ૧૨ ભેગી કરેલી. ૧૩ કચરીને ભરવું.

## ત્રોટક.

નૃપતી દરબારથિ સાંજ સમે, [૧૪]રણુવાસ ભણી પ્રિતથી વિચરે;
જઈ કેકયિ ધામપુરી પ્રીતથી, કરવી સહુ વાત ખુશાલિ તણી.
મન મોદ ધરી નૃપ દ્વાર ગયા, પ્રવિશ્યા, [૧૫]પરિચારક પાય પડ્યા;
પૂછ્યું ક્યાં?કહ્યું કોપતણા ઘરમાં, નૃપગાત્ર [૧૬]શિથીલથયાંસુણતાં.
સહુએ નૃપતી પદ શીશ ધરે, ઝટ [૧૭]વાસવ આસન અર્ધ દિયે;
સુણિ તે સ્ત્રિનિ રીસ સુકાઇ જતા, વડિ કામ બડાઈ અને વિરતા!
શર ચાપ [૧૮]કુલીશ થકી ન ડરે, અગની વરસે પણ અંગ ધરે,
(તે) અવધેશ નરેશ [૧૯]કુસૂમ શરે, થઈ ઘાયલ શું રણક્ષેત્ર પડે.
જઇ જોયું પડી અતી રીસ ભરી, જયમ ચંડિ નિહાળતિ દૈત્ય ભણી;
ક્યમ પ્યારિ શું છે દુખ કોણ થકી, તનથી, મનથી, જનથી, ધનથી,
શિર બે ધરિ કોણ તને દુખ દે, સુર ઈન્દ્ર નરેન્દ્રન કોઈ બચે;
મુજ નેત્ર ચકોર તું ચંદ તણાં, જરિ [૨૦]મ્લાન થતાં અકળાય ઘણાં.

## સવૈયા.

ઉઠ [૨૧]અંચળ ધાર પ્રિયા પ્રિતથી, રતિ રોશ કર્યાનિ નથી ઘડીઆ;
તુજને પ્રિય ક્લેશ વિશેષ દિસે, વિણુ કારણ આજ રિસાઈ શું આ!!!
થયું ધાર્યું તમારૂં શ્રી રામજીને, યુવરાજ પદે અભિષેક થવા,
લિધું મુહુર્ત્ત રૂડું તજ શોચ પ્રિયા, મન ભાવતું માગ તું હર્ષિત થા.

---

૧૪ રાણીઓને રહેવાનું સ્થાન. ૧૫ ચાકર. ૧૬ નરમ.શક્તિહીણુ.
૧૭ ઈંદ્ર. ૧૮ વજ્ર. ૧૯ ફુલ. ૨૦ ઝાંખું, દીલગીરી ભરેલું. ૨૧ કપડું.

## ત્રોટક.

મન ભાવતિ માગણિ આજ કરો, દઉં લેશ ન સંશય ચિત્ત ધરો,
હરિચંદ રઘૂપતિને બળિયે, તજયું સર્વ, ન વે'ણ તજયું લગીરે.
રવિવંશનિ એજ [22]પુરાણિ રિતી, કહું રામ તણા શપથે પ્રતિતી;
વરદાન દિધાં નર નાથ તમે, નથી આશ મળ્યાનિ બિજું શું મળે ?
ભુપ–માગ, ન વાર લગાડ જરી, સમયો શુભ, આરિસ ક્યાંથિ ધરી.

## સવૈયા.

"ઉઠિ ચંચળઅંચળ ધારિ [23]વપુ, [24]દ્રગઅંચળમાં મુખ રાખિ હસી,
મુખ ઉપર અમૃત વીષ ઉંડું, મિઠિ વાત કહી જરિ દૂર ખસી;
[25]પટ પેર'તિ જાય જુવે ભુપને, નૃપ બુદ્ધિ [26]કિરાતની ફંદ ફસી,
મૃગને જયમ પારધિ તીર હણે, ત્યમ ભૂપનિ સામિ કમાન કસી."

## દોહરા.

માગ માગ કહો રાય, દિયો "ભરતને રાજ્ય પદ;"
"રામ જાય વનવાસ," ચૌદ વરસ, આ વચન બે.

## સવૈયા.

સુણિને નૃપ કેકયિ વાણિ કઠોર, ઉઠયા ચકિ ચોંકિ ચિતે ડરતા;
તરૂ [27]તાલપડેજયમ [28]દામનિથી, [29]ગજરાજ જુએસીંહને થડમાં.
હતું શું ? થયું શું ? ઘડિ એક મહીં, ચિત કોટિ વિચાર રહ્યા કરતા,
કર [30]અંતક અંત સમો ગણિને, શિર સ્પર્ષ કરે, ભયથી વદતા.

---

૨૨ જુની. ૨૩ શરીર. ૨૪આંખ. ૨૫ વસ્ત્ર. ૨૬ ભીલડી. ૨૭ તાડ વૃક્ષ. ૨૮ વીજળી. ૨૯ હાથી. ૩૦ કાળ.

ભુખના ચિત રાજનિ રામ ઉરે, તુજ [31]સૂત ખરે યુવરાજ કરૂં;
વનવાસનિ વાત વિસારિ દઈ, બિજું માગ દઉં, પ્રણ સત્ય કહું;
વિણુ રામ ન જીવિ શકું જગમાં, સમજી ઉઠ માનિ ભલું કરતું;
નહિ તો મુજ નાશ જરૂર થશે, કહ્યું માન કહું, હજિયે ગયું શું?

## દોહરા.

મુલ ન ખરચિ લાવી ભરત, ભરત સૂત નહિ? રામ;
બહુ [32]પ્રપંચ જાણું ન હું, મને ન કો શું કામ!

## સવૈયા.

નફ્ટાઇનિ વાણિ સુણીઃનૃપતી, મુજ કાળ [33]અસી સમ નારિ બને,
કરિ ઘા મુજ ઉર [34]વિદારિ દિધું, નહિ ઔષધ [35]અન્ય કર્યે સુધરે;
"મુખ ઢાંકિ દુરે ખશ દુષ્ટ બિજે, વિણ કારણ લેશ ન દ્રષ્ટિ પડે,"
કહિ એટલું રાય ગયા [36]વિરમી, વીધ વીધ વિચાર કુજાતિ કરે.

## દોહરા.

[37]બ્રાહ્મ મુહુર્ત્ત નૃપ જાગતા, આજ શું આવડિ વાર;?
જાઓ સુમંત સચીવ કહે, જઈ પૂછો દરબાર.
સંશય સહિત સુમંત જઈ, જોયા નૃપ મૃત રૂપ;
કેકયિને ક્યમ છે પૂછયું, ભાન હીણ જોઈ ભૂપ.
ખરિ નથી ખબર અસાધ્ય નૃપ, પળ પળ રટતા રામ;
બોલાવો પૂછી જુએ, ઉંઘ્યા ન આખી જામ.

---

૩૧ દીકરા. ૩૨ ખટપટ. ૩૩ તલવાર. ૩૪ ચીરવું. ૩૫ બીજું. ૩૬ શાંત થયા. ૩૭ છ ઘડી રાત હોય તે વખત.

આવ્યા રામ તુરત તહાં, દશા વિલોકી તાત;
પ્રથમ જોઈ દુઃખ માતુ ગમ, ફરિ પૂછી પિતુ વાત.
તાત તમારો નેહ છે, તે ન છુટે ચિત્ત રાય;
લેણાં બે વરદાન મુજ, દેતાં રાજ લજાય.
માતુ વાત સરવે સુણી, હસી કહે રામ સુજાણ;
બાત લઘુ, ગુરૂ તાત દુખ, એ નહી કારણ, આન.
પીતુ પ્રણ પાળે પુત્ર એ, જે સુકૃતી જગ માંય;
નહિ તો જાણુ કપૂત એ, વૃથા જન્મ વહિ જાય.

## સવૈયા.

પિતુભગ્ત થયો જનમીસુતના, જનની જગ માંહિ [૩૮]ફળી, ન ફળી,
અતિ ભાર ધર્યો ઉદરે પણ વ્યર્થ, જગે નર દેહ ધરી ન ધરી;
નહિ તાતનીં વાત ધરી ચિત જો, પડિ ઉદર માતુ યુવાનિ હરી,
જનનીનહિએ,ઉદરેસુતઆ, [૩૯]સ્વપચી,[૪૦]ખરી,[૪૧]શ્વાનીંઅને[૪૨]શુકરી

## દોહરા.

કાંહું થકી અજાણતાં, થયો તાત અપરાધ;
ન તો [૪૩]વિષમ દુખ કાંખમે, આવું તાત અગાધ.
ભરતરાજ વન જાઉં હું, સુખ અવસર પ્રિય વાત;
માતુ રજા લઈ આવું ઝટ, શોચ કરો [૪૪]શિદ તાત!

---

૩૮ ગર્ભવંતી થવું. ૩૯ ભંગીયણ. ૪૦ ગધેડી. ૪૧ કુતરી. ૪૨ ભુંડણી. ૪૩ ન ખમાય તેવું. ૪૪ શા માટે.

## સવૈયા.

ઝટ નીકળિ માતુની પાસ ગયા, હૃદયે સમ, રાગ ન દ્વેશ જરા;
પડિ પાય કહી અથ વાત ઇતી, પુર પ્રેમથિ માતુનિ માગિ રજા;
ઝટ જાનકિ ઉઠિ તયાર થઇ, નહિ કો થકિ રોકિ રહી ઘરમાં,
નિકળ્યા પથમાંહિ અનંત મળ્યા, પુર પ્રેમથિ ભેટિ દિધી શિખ આ.

## દોહરા.

તાત વિકળ ગતિ ભરતનહિ, નહિ કોનો [૪૫]અવલંબ;
તને સંગ લઉં ઘટિત નહિ, અઘટિત આજ પ્રસંગ.
કરવી ચીંતા તાતની, માતુ ચરણ પર પ્રીત;
ભરત આવતાં સોંપિ સહુ, ચિતમાં થજયો નચીંત.

## સોરઠા.

જનપર રાખો પ્રેમ, સુખદાયક સર્વજ્ઞછો,
શિખ માનું હું કેમ ? તમથી અન્ય ન યાચના.
અનંત જાનકિ સાથ, રાજ્ય ભૂવનમાં રામ જઇ,
કરિ પિતુ પદે પ્રણામ, આજ્ઞા માગિ અરણ્યની.

## સવૈયા.

નિકળી પિતુ પાસથિ ગૂરૂ ગ્રહે, [૪૬]પ્રણમી સહુ વાત યથાર્થ કહી,
ભુપ રક્ષણ આપતણે કરછે, "મુજ વીણ રખે ન મરે [૪૭]હહરી;"
જન રાજ પરીજન માતુ તણી, કરવી સુખરૂપ સહાય ખરી,
સહુ સાચવશો મુજ એ વિનતી, રૂષિ રાજ કરૂં પદ શીશ ધરી.

---

૪૫ આધાર. ૪૬ નમસ્કાર કરીને. ૪૭ નાહીંમત થઈ.

## દોહરા.

શુભ શિખ સહુ જનને દઇ, ગુરૂનિ લઇ આશીષ,
પુર બાહર આવી ઉભા, સીતા, રામ, [૪૮]ફણીશ.

## *સોરઠા.

વન વિચર્યા સુણિ રામ, ભુપ અચેત ઘડિ ભર પડયા,
કહ્યું સુમંત ને કાન, ગુપ્ત વચન લાવી [૪૯]નિકટ.

## સવૈયા.

અવધેશ સુમંત બોલાવિ કહ્યું, સંગ જાતું સખા લઇ [૫૦]સ્યંદનને,
અનુસાર ઇચ્છા, દિન એક વને, વિચરાવિ બતાવિ વડાવનને;
મન માનતિ ચાકરિ ત્યાં કરવી, ન લહે વન દુઃખ જરી મનને,
ઝટ ફેરવિ લાવ વનેથિ અહીં, રઘુ નંદન દુઃખ [૫૧]નિકંદનને.
કરવી વિનતી પ્રિતથી, ઝટ સંગ સુમંત રઘુવિર આવિશકે,
વનનાં દુખ લાગ મળે કહિને, અવધી ભણિ દ્રષ્ટિ કરાવિ શકે;
ન ગણે કહિ રામ કરી હઠને, તવ જાનકિને કહિ યોગ્ય તકે,
અવલંબન યોગ્ય વિયોગ તણું, મુજ જાનકિ રામ જુદાઇ સમે.

## સોરઠા.

લઇ રથ પડયો સુમંત, પલકવારમાં પ્રીતથી,
જ્યાં રઘુવીર અનંત, બેસાડી વન લઇ ગયો.

---

૪૮ લક્ષ્મણ. ૪૯ નજીક. ૫૦ રથ. ૫૧ નાશ કરનાર.

### સવૈયા.

લઘુ બંધુ સિતા ચડિ સ્યંદનમાં, જઈને તમસાતિર રાત રહ્યાં,
શિર કેશ જટા વટ ક્ષીર કરી, વલ્કલનાં વસ્ત્ર શરીર ધર્યાં;
ભુપનો સુવિચાર કહ્યો સુમંતે, "નય [૫૨]ન્યાયનહિ" કહીને વરજ્યા,
નિરખી મૂનિ વેશ નરેશ શિશૂ, નયને જળ સુમંતને વરસ્યાં.

### સોરઠા.

કહિ અનેક ઉપદેશ, સચિવ વિદા રઘુપતિ કરે;
લે ન તાત મુજ કલેશ, એમ સકળજન વરતશો.

### સવૈયા.

સરિતા તટ આવિ ઉભા પ્રિતથી, નિરખી નિર તીર [૫૩]અગાધ ઉંડું,
ઉતર્યું ઉતરાય નહીં વિણુ નાવ, વિચાર્યું અનંત ઉરે શું કરૂં ?
કહ્યું [૫૪]કેવટને રઘુનાથ મુખે, તુજ [૫૫]નાવ મગાવ તિરે ઉતરૂં,
સુણિ આવિ ઉભો લઇ નાવ જળે, હુકમે નહિ વાર લગાડિ ક્ષણું.

### દોહરા.

જાનકિ લઘુ બંધુ ચડયા, ચડે રામ જ્યાં નાવ;
કર જોડી કેવટ કહે, ખમો દીલ દરિયાવ.

### સવૈયા.

પદની રજનો [૫૬]પરચો જબરો, સ્પર્શતાં પથરો મુનિ નારિ થઇ,
નહિ પથ્થરથી મુજ નાવ [૫૭]પ્રભાવ, તરે દિનરાત નદી જળથી;

---

૫૨ ધમની રીત નહિ. ૫૩ ઘણું. ૫૪ કર્ણધાર. ૫૫ વહાણું.
૫૬ ચમત્કાર. ૫૭ જોરાવર. સત્તા.

રજ સ્પર્શથિ જો [૫૮]તરણી પલટી, રૂષિની ઘરૂણી બનિ જાય અહીં,!
કરૂં કેમ બચાવ કુટુંબતણો, નહિ જાણું હું અન્ય ઉપાય જરી.

## દોહરા.

તરણી મુનિ ઘરૂણી બને, તરૂણી [૫૯]તરણી થાય;
એ તરણી ત્રણ તાપ દે, આ તરણી તરિ જાય.

## સવૈયા.

પદ ધોઉં નહીં જળ લૈ કરમાં, પ્રભુ ત્યાં સુધિ પાર ઉતારૂં નહીં,
મરિ જાઉં ભલે બહુ દુઃખ ખમું, પણ આ તરણી હું ચડાવું નહીં;
કદિ તીરથિ વીંધિ અસીથિ હણો, લવ લેશ પિડા ગણકારૂં નહીં,
બહુ આગ્રહ ના કરવો બળ જોરિથિ, જોખમ નાથ હું વ્હોરૂં નહીં.

## દોહરા.

ફણિશ જાનકી ભણિ હસી, હા કહિ, મુખથી રામ;
પદ [૬૦]પખાળિ જળ પિધું સહુ, કેવટ મન વિશ્રામ.

## સવૈયા.

ઉતરી નદિ પાર સિતા કરથી, [૬૧]મુદરી લઇ કેવટને કર દૈ,
ઉતરામણ આ નદિ પાર તણું, ગ્રહવું પડશે કહ્યું હાથ ગ્રહી;
“ભવસાગર કેવટ આપ ખરા, સકુટુંબ કર્યું નિધિ પાર અહીં,”
[૬૨]તટિ કેવટહું, મેં ઉતારિદિધા, “બદલોન અન્યોઅન્યકાર્યમહીં.”

---

૫૮ વહાણ. ૫૯ સુર્ય. ૬૦ ધોવું. ૬૧ વીંટી. ૬૨ નદી.

દોહરા.

ઉતરી પાર પદ [૬૩]ત્રાણુ વિણુ, લક્ષ્મણુ જાનકિ રામ;
સંત હૃદય સમ ચિત્રકુટ, આવિ કર્યો વિશ્રામ.

ત્રોટક.

રથ લેઇ સુમંત નિરાશ થઇ, ફરિયો અવધી ભણિ શુદ્ધ નહીં,
મતિ વીકળ આંખથિ નીર ઝરે, [૬૪]મુડિ ખોઇ વણીક ઘરે વિચરે.
અતિ શોચ સુમંત તણા ચિતથી, ગુરૂ બ્રાહ્મણુ ગાય હણ્યાં કરથી.

દોહરા.

આવિ કહ્યું અવધેશને, સુમંત મુખ કરિ મ્લાન;
રામ ગયા સુણિ દશરથે, તરત તજ્યા ત્યાં પ્રાણ.

સવૈયા.

સુણિ રાય ભવિષ્ય શ્રી રામવિના, પુરમાં પરિતાપ અપાર થયો,
કકળાટ પુરે રણુવાસ મહીં, પુર ચોપુર શોક છવાઇ રહ્યો;
જવું રામ વિપીન મૃત્યૂ અવધેશનું, શોક ત્રિલોક બધે પ્રસર્યો;
ગુરૂ ધીર દિધી સહુને કહિ ધર્મ, કથા પરિતાપ તમામ હર્યો.

દોહરા.

નૃપ [૬૫]શબ રાખ્યું સાચવી, ગુરૂ[૬૬]ચર કર્યો વિદાય;
ચાલો ભરત હુકમ ગુરૂ, એ વિણુ કે'વું ન કાંઇ.
ભરત આવિ મોશાળથી, ગયા આપને દ્વાર;
હરખી માતુ ખબર પુછી, કહ્યા કુશળ સહુ સાર.

---

૬૩ પગરખાં. ૬૪ પૈસા. ૬૫ મુડદું. ૬૬ ચાકર ખેપીયો.

## સોરઠા.

કેકયિ કહિ સહુ વાત, તાત સુધારી મંથરા;
થયું ભવિષ્ય તમ તાત, એ વિણુ સહુ સારૂ થશું.

## સવૈયા.

સુણિ રામ તણું વનવાસિ થવું, જવું તાત તણું સુરલોક મહીં,
સહુ દુઃખ ભર્યાં પુરનાં નર નારિ, પરીજન શોક અપાર લઇ;
વનવાસ અનંત વિદેહિ સુણી, [૫૭]વૃશ્ચિક વ્યથા તનમાં પ્રસરી,
સહુ કારણનું મુળ કારણ "હું" ગણિને ચિત, મુર્છિ પડયા ઉરવી.

## દોહરા.

ગઇ મુર્છા જાગી ભરત, શિર ધુણિ અતિ પસ્તાય;
કૈકયિ સુત અંગાર હું, દુખ દવ જયાં પ્રકટાય.
તાત ક્રિયા કરિ વેદ વિધી, ભરત હૃદય અતિ શોક;
કુટિલ હૃદય કૈકયિ થકી, દુખ ખમતા સહુ લોક.
ભૂપ ભુલ્યા ભ્રમમાં પડ્યા, પત્ની ગણિ, ન પિશાચિ;
તુજ ઉતપાતી વાતને, તાત માનિ કયમ સાચિ.

## ત્રોટક.

ભુપ કેમ [૫૮]પ્રતીતિકુમાતુ કરી, [૫૯]અવશાનસમે વિધિ બુદ્ધિહરી;
નૃપ, કેમ થયા વશ તું વચને, વય વૃદ્ધ ધર્યો વિશવાસ મને.

---

૫૭ વીંછી. ૫૮ વિશ્વાસ. ૫૯ મરણનો વખત.

મમસત્ય [૭૦]સુચી સુચરિત્ર પિતા,સમજેકયમપાપણિની [૭૧]પટુતા;
જ્યમ ચંદન શીતળતા નિજની, તજિને ન જુવે વિષતા [૭૨]અહિની.
તુંથિ નિંદ્ય ન નારિ બિજી જગમાં, દુખરૂપ બનાવિ દિધું સહુ આ;
વિધવા પણ હોંશથિ માગિ લિધું, જગને દુખ રાજ્ય મને મળિયું!!!
શિર કાપિ જુએ શિર આંખ થકી,કર્યું ડહાપણ ઉત્તમ ત્હેં જગથી!!!

## દોહરા.

ત્રિલોક શોક મહીં ડુબે, કરે સૂત મુજ રાજ;
આ વિચારથિ અધમ તેં, કર્યું અકારણ કાજ.
સહુ સંગ લઇને ભરત, ગયા બંધુનિ પાસ,
અતિ આરત વચને કહ્યું, અંતર લેઇ ઉસાસ.

## સવૈયા.

સહુઆપનુંઆપદિસો [૭૩]વિલસ્યા,સહુઆપથિ સ્થીતિવિનાશથશે;
સહુમાંહિ પ્રત્યક્ષ [૭૪]નિજક્ષ વસો, કરવી કયહીં શોધ ન યોગ્યબિજે,
કહું કયાંહું? નમારૂં, તમારૂં બધું, કયમ બાંધું હું કંઠ અયોગ્ય દિસે;
સહુમાં વસિ આપ વિલાસ કરો, કહું મારૂં હું એ [૭૫]ઉપહાસ્ય જગે.

## દોહરા.

રઘુપતિ સંતોષ્યા ભરત, કહિ મૃદુ વચન [૭૬]વિનીત,
તાત વચન, રઘુકુળપર, ધરવી ઘટે પ્રતીત.

---

૭૦ પવિત્ર. ૭૧ લુચ્ચાઈ. ૭૨ સર્પ. ૭૩ ખીલી રહ્યા. વ્યાપક. ૭૪ મારી આંખથી. ૭૫ મશ્કરી. ૭૬ નમ્ર.

## સવૈયા.

પ્રણ પાળવું તાત [૭૭]દિનેશ કુળે, બહુ કાળથિ ધર્મ ટકાવિ રહ્યા;
અજ,શીબિ,બલી, હરિશ્ચંદ નૃપો,પ્રણકાજ અતીશય દુઃખ ખમ્યા;
તમને પિતુરાજ, મને વન, તો, પિતુનું પ્રણ પાળવું પુણ્ય મહા,
તમને અમને સહુ એ જનને, પ્રણ પાળણનો અધિકાર ઇહાં.

## દોહરા.

તાત વચન નિજ કારણે, તજિ દીધા પ્રિય પ્રાણ;
આંપણ સુત અવધેશના, પિતુ પ્રણ કરવું પ્રમાણ.
ભરત પ્રણ વચન રાખવાં, અવધી જવા, સુખકાજ;
રામે દઇ નિજ [૭૮]પાવડી, તાત કરો પુછિ કાજ.
ભરત અવધ આવી ધરી, તખત, ચાંખડી રામ;
નંદી ગ્રામ તપિ થઇ વશ્યાં, કરે રાજનું કામ.

## સોરઠા.

સમરે ચિત નિત રામ, ભરત પુનિત નિત્ય પ્રીતથી,
તજિ માયા દુખ ધામ, આશક રામ અવધિ પરે.

## સવૈયા.

ચિત્રકૂટ શુભાશ્રમમાં વસતા, પ્રભુ સાનુજ જાનકિ સાથનિતે,
તુળસી તરૂ વૃંદ લતા પુલની, મધુલોભિ [૭૯]મધૂકર ભીડ કરે;
સરકંજ ખિલ્યાં નવ રંગ રૂડા, ફુલ [૮૦]વીટપ વેલિ અનૂપ પરે,
દશ દીશ સુગંધ પ્રસારિ રહ્યાં, જ્યાંહિં સાનુજ જાનકિ નાથ ફરે.

---

૭૭ સૂર્ય કુળ. ૭૮ ચાંખડી. ૭૯ ભમરો. ૮૦ ઝાડ.

## દોહરા.

કુસુમ ચુંટિ પ્રભુ નિજ કરે, ગુંથિ અનુપમ હાર;
આરોપ્યો [૮૧]વૈદેહિ પ્રભુ, કંઠ, ધરી બહુ પ્યાંર.

## સવૈયા.

સુત વાસવ આપ વિચાર કર્યો, પ્રભુતાઇ ત્રિલોકું રઘુવરની,
થઇ [૮૨]વાયસ ચાંચ હણી પદ જાનકિ, જાણિ નહીં જગનીજનુની;
શરસીંક ઉઠાવિ હણ્યું રઘુનાથ, સુદર્શન શું થઇ પુંઠ ધરી,
નિજ રૂપ લઇ પિતુ પાસ ગયો, ભય તાત નિવારિ શકયો ન જરી.
[૮૩]અજ લોક ગયો શિવલોક ગયો, સહુ અંડ બ્રહ્માંડ ચુકયો રખડી,
કહિ દ્રોહિ છુપે નહિ રામતણો, અજ શીવ [૮૪]સુરેશ ચરાચરથી;
જમ તાત બને જનની પણ અંતક, કયાં બચિ જાય? કયા કરથી?
તન કંપ થયો સુકિ કંઠ ગયો, મતિ હીન થયો શરના ભયથી.

## સોરઠા.

વ્યાકુળ થયો વિશેષ, કો ન સહાયક કર ગ્રહ્યો,
ત્રાસ્યો [૮૫]ગ્રાસ્યો કલેશ, શરણ ન જોયું સૃષ્ટિમાં.
પર ઉપકારી સંત, વિચરે દશ દિશ સકળ સ્થળ,
વ્યાકુળ જોઇ જયંત, નારદ મન ઉપજી દયા.

## સવૈયા.

બહુ નમ્ર દિસે ચિત સંત તણાં, *નવનીત સમાન સુકોમળ છે,
ઉપમા નથિ યોગ્ય ગણું ચિતહું, નવનીતથિ નમ્ર પડે નજરે:

---

૮૧ સીતાજી. ૮૨ કાગડો. ૮૩ બ્રહ્મ લોક. ૮૪ ઇંદ્ર. ૮૫ પ-
કડાયેલો ગળાયેલો. *માંખણ.

નિજ તાપ થકી નવનીત તપે, પરતાપથી સંત શરીર ખરે,
નવનીતથિ ઉત્તમ સંત મૃદુ, તપી તુર્ત્ત જયંત સહાય કરે.

### દોહરા.

રામ શરણુ જા તુરત તું, વદતો આરત વેણુ;
દિન બંધુ સંતત સુખદ, દુઃખ હરણુ સુખ દેણુ.

### સવૈયા.

દિન બંધું [86]પતીત ઉધારછો, જગ કારણુ ધારણુ ભાર ધરા,
અઘ ઓઘ [87]અમીતનિવારણુ,તારણુ આપ અથાહ [88]ભવાર્ણવના;
પળમાં રજ મેરૂ, પળે રજ મેરૂ, પળે દિન વાસવ [89]વાસ વિના,
પ્રભુ આપ અશર્ણનું શર્ણ સદા, અપરાધિ મરૂં પ્રભુના પદમાં.

### સોરઠા.

[90]વધ સમ આ અપરાધ, તદપિન વધ રઘુપતિ કરે;
ફોડિ એકજ આંખ, જાવા દિધો [91]જયંતને.

### સવૈયા

ચિત્રકૂટ પ્રભૂ વસતા સુણિને દ્વિજ દેવ રૂષી મુનિ ભીડ થતી,
થયું જાણુ દિશી વિદિશી સુણિ થૈ, સ્થળ અન્ય જવા રઘુવીર વૃતી;
સ્થળસાનુજ જાનકિનાથ તજ્યું,મુનિ,યોગિ,તપી, દ્વિજ,ને પ્રણુમી,
મુનિ અત્રિ તણા શુભ આશ્રમમાં, રઘુનાથ ગયા બહુ પ્રીતથકી.

---

૮૬ પાપી. વટલેલ. ૮૭ ઘણું. ૮૮ સંસાર સમુદ્રના. ૮૯ રહે-વાનું સ્થાન. ૯૦ મારી નાંખવું. ૯૧ ઈંદ્રનો દીકરો.

## સોરઠા.

ૠષિને ભેટ્યા રામ, પાય પડી પૂરણ પ્રિતે;
આશિષ દઈ સુખ ધામ, રામ ઉઠાડ્યા ૠષિ કરે.

## સવૈયા.

ૠષિ આશ્રમ ક્યાં કરૂં આવનમાંહિ, કૃપાકરિ કો' સ્થળ ઉત્તમક્યાં,
ૠષિ કે' પ્રભુ આપ અનંત અને, અજ વ્યાપક એક ચરા ચરમાં;
ક્યું સ્થાન [૯૨]નિરાળું તમો વિણછે? મુજને કહિદ્યો હું બતાવું તિયાં,
જનનાં મન પારખુ આપ પુરા, સહુ રાખ્યું રચી પણ પૂછ્યું ઇહાં.

## દોહરા.

અત્રી આશ્રમમાં વસ્યા, અનુજ જાનકી સાથ;
અનસુયા એ જાનકી, ને, કહિ નિજ હિત વાત.
ઉત્તમ [૯૩]અમલ અનુપ [૯૪]વસન, પહેરાવ્યાં ધરિ પ્રીત;
જાનકિને એ સમયમાં, કરિ સંતોષિત ચિત્ત.

## સવૈયા.

પ્રભુ સાનુજ જાનકિ નાથ પળ્યા, પ્રથમાં દુખકારિ વિરાધ હણ્યો,
શર ભંગનિ પાસ ગયા પ્રિતથી, જન જાણિ કલેશ તમામ હર્યો;
મુનિએ વિનવી કહ્યું આંહિં રહો, તજુ દેહ હરો મમ કષ્ટ સમો,
તન જ્ઞાનનિ અગ્નિ મહીં તજું ત્યાં સુધિ, નાથ તમે મુજ પાસ રહોં.

---

૯૨ નોંખું. અલગ. ૯૩ મેલ રહીત. ૯૪ વસ્ત્ર

નહિ દૂરખસો રહિ દ્રષ્ટિ [૯૫]તટે, §વિકટે વન આવિ ઉભા *નિકટે,
મુજ ભાગ્ય પ્રભૂ શુભ આવિ મળ્યાં,વિધિ અંકફળ્યા [૯૬]સુલલાટપટે;
જપ જોગ અને તપ મેં ન કર્યાં, વિપતીન પડી,તન આ [૯૭]અવટે,
સત્ ચિતાનંદ શુદ્ધ સ્વરૂપ તમે, તજું દેહ તહાં સુધિ રે'વું ઘટે.

## દોહરા.

પ્રણુમી રામ શરભંગ ચિત, તજિ સહુ દેહ સંબંધ;
શુભ ગતિ આપી દાસને, વન વિચર્યા રઘુનંદ.
[૯૮]કુંભજ શિષ્ય સુતિક્ષણે, જાનકિ અનુજ સમેત,
રામ પધાર્યા સાંભળી, અંતર જાગ્યું હેત.

## સવૈયા.

ઘડિમાં હસતો ઘડિમાં ધસતો, ઘડિમાં વળિ કાંઈ વિચાર કરે;
ઘડિ રાજિ થતો ઘડિ રોઈ પડે, ઘડિ બેસિ રહે ઘડિમાં વગડે,
ઘડિમાં સ્મરતો ઘડિ [૯૯]મૂક થતો, ઘડિ ક્ષીણુ ઘડી વિકસાય ક્ષણે;
પ્રભુદર્શન દાન દઈ જનને, લઈ સંગ, અગસ્તનિ પાસ પળે.

## દોહરા.

કુંભજ પાસ સુતિક્ષણે, કહ્યા જઈ સમાચાર;
"સ્મરો રામ જાનકિ અનુજ" આવ્યા, ધારી પ્યાર.
કુંભજને શ્રી રામ મળિ, પુછ્યા કુશળ ધરિ પ્રીત,
નાથ રહું અહિં કોણુ સ્થળ ? જયાં ન થાય ચળચિત્ત.

---

૯૫ નજીક. §ભયાનક. *નજીક. ૯૬ ભાગ્ય. ૯૭ દુઃખ ખમવું
૯૮ અગસ્ત રૂષી. ૯૯ મુંગો.

## સવૈયા.

[100]જટજૂટ જટા વન લાગિ રહી, [1]હરિવેલ [2]કુસૂમને ભાર [3]લટી,
[4]જલજાફણુ ખીલિ રહ્યાં સરમાં, ખગ [5]કૂજિ રહ્યાં ઉલટા સુલટી;
તરૂને થડ વેલિ રહી લપટી, [6]શુચિ નિર્મળ નીર વહે સુતટી,
તટ ઉપર તાલ સુપર્ણ તણી, કરી પર્ણકૂટિ રહ્યા પંચવટી.

## દોહરા.

શોભે પર્ણ કુટી વચ્ચાં, સિતારામ અનંત,
જયમ શોભે વન આવિયાં, રતિ, રતિપતિ વસંત.

## સવૈયા.

[7]ભગની અરિની લઇ રૂપ રૂડું, ફરતી હતી પંચવટી નિકટે,
રૂપ રામનું સુંદર શામ લખી, ચળિ વૃત્તિ ગઇ વરવા ઉલટે;
"તમથી વર અન્ય નથી સુચિ સુંદર, નારિ ન હુંથિ રૂડી જગતે;"
ચિતવ્યું ગામ જાનકિ, ના મુજને, મુજ ભ્રાત કુમાર અહીં નિકટે.

## સોરઠા.

ગઈ અનંતની પાસ, રામે [8]ઇશારો કર્યો,
નાશા કાન [9]નિપાત, [10]લાઘવ લક્ષ્મણજી કરે.
વ્હેતું લોહિ અપાર, ઝટ ગઇ ખર દૂખર કને;
જયમ ગેરૂની ધાર, કાજળ [11]નગપર શોભતી.

---

૧૦૦ ખીચોખીચ. ૧ લીલી વેલી. ૨ ફુલ. ૩ નમી ગયેલી. ૪ કમળ. ૫ બોલી. ૬ પવિત્ર. ૭ બેન. ૮ સાંન. ૯ નાશ કરવો. ૧૦ ઝડપથી. ૧૧ પર્વત.

શુર્પનખાની સાથ, [૧૨]સકટમ કહાવ્યું નોતરૂં,
નિશિચર [૧૩]નિશિચર નાથ, અનંતશર [૧૪]લેખણુ લખી

**દોહરા.**

ખર દુઃખરને જઈ કહ્યું, દ્વય હ્યાં ક્ષત્રિ કુમાર;
નિશિચર [૧૫]નિકર [૧૬]દલન જગત, સુરદ્વિજ ગોહિતકાર.
એના આશ્રયથી ફરે, અભય બની દ્વિજવંન;
યજ્ઞ યાગ આનંદ સુર, કરે, ન ભય જરિ મન.

**સવૈયા.**

હનુજો [૧૭]દળ સંગ લઇ ભગની, વસતા જંહિં રામ અનંતવને;
કહિ દીધું સચીવનિ સંગતમાં, "તજિ નારિ લઇ જિવ જાય ઘરે;"
તમને ન હણું કહિ નારિ હિયે, નિજ જીવ બચાવિ પડો નજરે,
કરિ ક્રોધ અનંત રિસાઇ કહ્યું, મુઢ જા જઇ કે' તું નિશાચરને.
"શિશુ ક્ષત્રિતણા વળિ સીંહ સમા, મૃગ દુષ્ટ તમારિ સમા હણિયે,
સુખિ દેવ થવા વધિ દાનવને, [૧૮]મહિસૂરનિ પીડ પરી કરિયે;
ફરતા વનના રજનીચરને, શર [૧૯]અગ્ર ધનુષ્ય તણે ધરિયે,
અરિકાળ કરાળ [૨૦]ગ્રસે જગને, પણ ના [૨૧]સમરેજરિ ઓસરિયે.'"

**સોરઠા.**

ખર દુખરને વાત, કહિ, જઇ સચિવે અથ ઇતી;
સુણિ મન અતિ સંતાપ, યુદ્ધ કાજ આગળ વધ્યા.

---

૧૨ સહુને. સર્વેને. ૧૩ રાવણુ. ૧૪ કલમ. ૧૫ જથ્થો. ૧૬ નાશ કરનાર. ૧૭ લશ્કર. ૧૮ બ્રાહ્મણુ. ૧૯ બાણુનું ફળું. ૨૦ ગળી જાય. ૨૧ રણુક્ષેત્ર.

## ઇંદ્રવજ્રા.

ઉઠાવિ અસ્ત્રો અરિ વીર ધાયા, વડી પ્રસારિ પ્રભુ સામિ માયા;
અપાર મારે શર રામ સામે, શરે કરી રામ બધાં વિદારે.
પરીઘ ત્રીશૂળ ગદા ચલાવે, અનેક શસ્ત્રો ઉપરામ પામે;
રામે કર્યો નાશ નિશાચરોનો, બચ્યો ન એકે રણક્ષેત્ર માંનો.

## દોહરા.

સુર્પનખા સુણિ સહુ મરણ, ગઇ દશ કંધર પાસ;
પડતિ રડતિ વદિ, તું છતાં, નાક કાનનો નાશ.

## સવૈયા.

સુણિ સર્વ કથા ભગની મુખથી, દશકંધર મારિચ પાસ પળે,
કહ્યું મર્ણ ખરે ખર દુઃખરનું, ઝટ ચાલ હું સંગ વને [૨૨]ગહને;
લઇ નારિ નિકાળશું આ વનથી, બળહીણ, ન એ થકિ કાંઇ બને,
ખર દૂખરના હણનાર ખરે ખળ, આ કરથી હણવાજ વને.

## ઇંદ્રવજ્રા.

કહ્યું મુખે મારિચ રામ એ છે, વિના ફળે બાણ મને હણ્યું જે;
થઇ ગતી [૨૩]કીટજ ભૃંગ કેરી, સહુ સ્થળે રામ રહ્યો છું હેરી.
[૨૪]વિશ્વેશ એછે ન મનુષ્ય ધાર, દનૂજના કૂળ તણા કરાળ;
ઘટે ન એથી લડવું [૨૫]સુરારી, તું ઘેર જા વાત રૂડી વિચારી.

---

૨૨ ધાડું. ૨૩ એળ. ઝીણો જીવડો. ૨૪ પ્રભુ. ૨૫ દેવતાનો શત્રુ.

## સોરઠા.

માન્યો નહિ ઉપદેશ, મારિચનો નિશિચર અધમ;
ક્રોધે પકડયા કેશ, હણુવા અસિ કરમાં ધરી.
મરવું આખળ હાથ, તે કરતાં શુભ રામ શર;
થાવું મરી સનાથ, નહિ તો ખળ હણુશે મને.

## દોહરા.

શસ્ત્રી, મર્મી, પ્રભુ, શઠ, ધની, વૈદ્ય, વિબુધ, કવિ, ભાટ;
એ નવને ન વિરોધવાં, એ ઉચાટના ઠાઠ.
હા કહિ રાવણુ સંગ ઉઠિ, વન પંચવટી પાસ;
દશ શિશ નિજ હાથે કરે, નિશિચર કુળનો નાશ.

## સવૈયા.

બનિ હેમ કુરંગ દશાનન સંગ, ગયો વન મારિચ રામ વસે,
ધર્યું રૂપ [૨૬]ત્વચા બહુ રંગ કરી, અતિ તેજ ન આંખથિ દૂરખસે;
મૃગ જોઇ સિતા પ્રભુને વિનવે, મૃગ ચર્મ રૂડું મુજ દીલ વસે,
મુજકારણુ નાથ "હણોમૃગઆ," ધરિ રામ [૨૭]વિશીખ પિનાકધસે.
કહ્યું લક્ષ્મણુ રક્ષણુ જાનકિનું, વન રાક્ષસ દુષ્ટ વિશેષ વસે,
પળવું નહિ પર્ણ કૂટિથિ દૂરે, રહિ સાવધ જેમ અરી ન હસે;
હણિ લાવું કુરંગ ક્ષણુંભરમાં, કહિ; [૨૮]શાયક [૨૯]દંડ [૩૦]તુણીરકસે,
મૃગ પાછળ રામ ધશ્યા હણુવા, મૃગ જોઇ મહા ભય દૂર ખસે.

---

૨૬ ચામડી. ૨૭ બાણુ. ૨૮ બાણુ. ૨૯ ધનુષ્ય. ૩૦ બાણુ રાખવાનો ભાથો.

### દોહરા.

ઘડિક નજિક ઘડિક દુર પળે, ઘડિમાં દ્રષ્ય અદ્રષ્ય;
ગહન વને દુર નાસતો, પાછળ કરતો દ્રષ્ટ.

### સોરઠા.

મારિચ મન અતિ હર્ષ, સફળ જનમ આજે થશે,
રામ ઉર ઉત્કર્ષ, સહિત આજ મુજને હણે.

### ગરબી.

મારશે મારશે મારશે, આજ ધનુષ્ય બાણ ધરી,
રામ મને મારશે. ટેક.
[31]ચોરાશી [32]ચોરાશી આજે જણાશે, મારા,
જનમ મરણ બે નિવારશે. આજ.
ધારિ શર દંડ કર પાછળ દોડશે,
વાર વાર [33] લક્ષ મારૂં લાવશે. આજ.
હું એ વાર વાર જોઇશ પાછળ શ્રી રામને,
લોચન સફળ ભવ માનશે. આજ.
રામ જોઈ રામ રામ રૂપ, થઇશ હું પલકમાં,
[34]ત્રિવિધીના તાપ દૂર ટાળશે. આજ.

### સોરઠા.

તે સમયે હણ્યું તીર, રામે મૃગનું લક્ષ લઇ;
વેંધ્યું [35]વેધ્ય શરીર, ઉર્વી પડયું મુખ રામ કહી.

---

૩૧ ચોરાશી યોનિ. ૩૨ ચોરા જેવી. ૩૩ ધ્યાન. ૩૪ અ-ધ્યાત્મ, અધિભુત, અધિદૈવ. ૩૫ વેધવા યોગ્ય.

## સવૈયા.

પડતાં મુખ રામ કહી હળવે, બળથી પછિ લક્ષ્મણ નામ કહી,
સુણિવાણિ સિતા કહ્યું,લક્ષ્મણને, "રઘુનાથ થયા ભયગ્રસ્ત તહીં,"
કહ્યું જાનકિ જાવું ઘટે તમને, ભયમાં પ્રિય બંધુનિ [૩૫]વાર લઈ;
"સરજ્યો નર કો ન ત્રીલોક મહીં, ભય રામ ઉરે શકતો કરિ કૈ."
તમને તજિ એકલ આ વનમાં, દુર ના જવું, એમ ગયા પ્રભુ કે,
ન જવાય દુરે, સુણિ જાનકિએ, હઠ ધારિ કહ્યું ભય લેશ નહીં;
પણ પ્રીત ન ભ્રાત પરે તમને, મન મેલ દિસે મુજ ખાતરિ થઇ,
[૩૬]મતરાઇ તણો મત છે જગ જાહર, ઇષ્ટ કરે ન કદાપિ કંઇ

## સોરઠા.

જાનકિ વચન કટાર, પેઠી જઇ અનંત ઉર;
આંખ ઝર્યા અંગાર, ઉઠયા [૩૭]શરાસન કર ધરી.
ખેંચી તીરે રેખ, પર્ણ કુટી [૩૮]પરશાળમાં;
જાળવજ્યો વન દેવ, વદિ લક્ષ્મણ ચાલ્યા વને.

## સવૈયા.

રહિ જાનકિ એકલિ પર્ણકુટી, મુનિ રૂપ દશાનન ત્યાં વિચર્યો,
જઇ દ્વારની પાસ ઉભો ભિખ માગિ, લઇ ફળ જાનકિ થાળ ભર્યો;
ભિખ યોગ્ય ન ઉંબર અંદરનો, પુણ્ય નાશ થશે મુખથી ઉચર્યો;
તજિ ઉંબર જાનકિ આવિ ઉભી, લઇ કંધ દશાનન તુર્ત્ત ફર્યો.

---

૩૫ મદદ. ૩૬ ઓરમાન. ૩૭ ધનુષ્ય. ૩૮ ઘરને ઓશરીના મધ્યનો ભાગ.

પરખ્યો દશ શીશ, પડી મુખ ચીસ, અરે નહિ માન્યું અનંતકહ્યું;
ખળ હાથપડી લઇ જાય કયહીં, અતિ [૩૯]આર્ત્તસ્વરે રડતીબમણું;
રડવું સુણિ સર્વ દિશા રડતી, પશુ પંખિ રડયાં થઇ વ્યગ્ર ઘણું,
સુણિ આરતવાણિ [૪૦] વિદીર્ણથયું દિલ, ત્યાં વનપંખિ જટાયુતણું.

**હરીગીત છંદ.**

ઘર જા કુશળ દશકંધ તજિ દે, જગત માતૂ જાનકી,
ગતિ તારિ [૪૧]બહુ બાહુ સમિ થઇ, જાણ રામ શરે થકી;
નિરખી દશાનન મેરૂ કે મેનાક ઉડતો [૪૨]ખગપતી,
પતિ[૪૩]યાન પુરો ઓળખે પણ, તે ન, આતો ગિધપતી.

**સોરઠા.**

જટાયુ દોડી ધીર, રથ ભાંગી રાવણ હણ્યો;
લડવા લાગ્યો વીર, [૪૪]આશ્વાસીને જાનકી.

**દોહરા.**

મુર્છા ગઇ દશ શિશ ઉઠયો, છેદિ જટાયુ પાંખ;
સીતા લઇ ગગને ગયો, રોતી લેતિ ઉસાસ.
ભૂષણ પટ ફેંકયાં વને, થવા રઘૂવર જાણ;
જાણિ સ્હાય કરશે જરૂર, જગ દિન બંધુ રામ.

**સવૈયા.**

મૃગમારિ શ્રી રામ વળ્યા વનથી, [૪૫]પથ માંહિ અનંતનિ ભેટ થઇ;

---

૩૯ દયાવાન. પીડાવાળા. ૪૦ ચીરાવું. ૪૧ સહસ્રા અર્જુન.
૪૨ ગરૂડ. ૪૩ ભગવાનને ગરૂડ. ૪૪ ધીરજ આપીને. ૪૫ રસ્તો.

કયમ પર્ણકુટી તજિ ના કહિ'તી, ભુલ મોટિ કરી કહ્યું જાય નહીં;
મમ બુદ્ધિ મહીં દિસતું અવળું નકી જાનકિ પર્ણકૂટીર નહીં;
વનમાંહિ કિરાત નિશાચર જોર, વસે બહુ ચોર ચકોર અહીં.

### દોહરા.

આવ્યા દિઠો નજરથી, વિણુ જાનકિ અવાસ;
લોચન નીર, સધીર પણુ, અનંત થયા ઉદાસ.

### સવૈયા.

વિણુ જાનકિ જીવન વ્યર્થ હવે, સહવાય જુદાઇ ન તારિ જગે,
પરિહાસ પરીજન લોક તણું, અરિના કટુ શબ્દ જગે ખમિને;
સહુએ કહ્યું ના, વન જાનકિને, હઠને વશ થઇ, નહિ માન્યું ખરે,
નહિ તાતનું માતનું માન્યું કહ્યું, નહિ જાણ્યું વને ફળ દુઃખ ફળે.

### દોહરા.

પંચકુટીની પર્ણકુટિ, તજિ ઉર થઇ ઉદાસ;
ચંચળ થઇ શોધે સિતા, વનમાં ચારે પાસ.

### સવૈયા.

દુર જાય જટાયુ પડેલ દિઠો, કહ્યું રામ અનંત પ્રણામ કરી,
દશશીશ વિદેહિ ઉઠાવિ ગયો, મુજને અહિં પાંખ [૪૬] વિહીનકરી;
બહુ રોતિ વિલાપ મુખે કરતી, દિશિ દક્ષિણમાં ઝડપે વિચરી,
મુજથી બન્યું તે કર્યું મ્હેં બળથી, દશ શીશ હરી, શિર દૂર કરી.

---

૪૬ વિના.

## સોરઠા.

જટાયુને કહ્યું રામ, અંતકાળ સ્થિતિ જોઇને;
કર શિર ધરિ સુખધામ, કે'તો રાખું જીવતો.

## સવૈયા.

મુનિ યોગિ નિરંતર ધ્યાન ધરે, અવશાન રમેશ મળે ન મળે,
તપ તિર્થ અનેક ઉપાય કરે, સ્વ સ્વરૂપ સુવેલિ ફળે ન ફળે;
બહુ જન્મ કર્યાં ફળ આજમળ્યાં, પ્રભુઆવિ ઉભાનબળે[47] ન કળે,
ફરિવાર મળે ફળ ક્યાંથિ પ્રભૂ, કયમ રાખું હું આશ મને ન બળે.

## દોહરા.

સ્મરણ કરી શ્રી રામનું, ગયો પંખિ પ્રભુ ધામ;
એનિ ક્રિયા પુર ઉલટથી, નિજ કર કીધી રામ.

## સવૈયા.

વનમાં ફરિ જાનકિ શોધ કરે, ન પડે નજરે ઉર શોચ ધરે,
તરૂ પાંતિ સુવેલિ વિતાન નિહાળિ, ખિલ્યા કુસુમો નિરખ્યાંવગડે;
[48]કરિણી [49]કરિને ખગ વૃંદ મૃગો, મૃગ નેણિ નિસંગ વિહારકરે,
નિરખી નજરે સ્મરિ જાનકિને, રઘુવીર સુનેત્રથિ નીર ઝરે.
વન એક કબંધ મળ્યો ફરતો, રૂષિ શ્રાંપથિ આ વનમાં વિચરે,
ચર એક હણ્યું ઉરમાં પ્રભુએ, મરતાં નિજ ગાંધર્વ દેહ ધરે;
કરિ મુક્ત દિધી શિખ રૂડિ પ્રભૂ, દ્વિજ ઉપર દ્વેશ કદી ન કરે,
કરિ આટલું સંગ અનંત લઇ, શવરી શુભ આશ્રમ આપ પળે.

---

૪૭ મુક્તિથી નહિ. ૪૮ હાથણી. ૪૯ હાથી.

## દોહરા.

શવરી પ્રભુ પદમાં પડી, જન્મ સફળ નિજ જાણિ;
પ્રભુ પ્રસાદ માટે ધર્યાં, કંદ મૂળ ફળ આણિ.

## સવૈયા.

ફળ ફોલિ રઘૂવર હાથ દિયે શવરી, પ્રભુ લ્યો વળિ અન્ય લિયો;
પ્રભુ આ બહુ મીઠું મધુર રૂડું, મુજ હાથનું નાથ જરૂર લિયો.
લિયો પ્રભુ લ્યો ફળ સુંદર નાથ, અનંત તણા કર માંહિ દિયો;
ન લિયો ન દિયો મુજ દાસનું કાં? મમ કંઠતણા સમ ખૂબ લિયો.
લ્યો પ્રભુ લ્યો, પ્રભુ થોડું શું લ્યો ? મુજ રંકનિ ભેટ જરૂર લિયો,
ઘો પ્રભુ ઘો પુરિ પ્રીતથિ ભ્રાત, નિઃશંક મને ફરિ ઘો ફરિ ઘો;
સ્વાદિષ્ટ સૂરંગ રસે મિઠડાં, મનને ગમતાં સહુ લ્યો વળિ લ્યો,
જનુની સમ લ્યો, મ્હારાસમ લ્યો, અવધેશ દુહાઇ અધીક લિયો.

## દોહરા.

અનુજ સહિત ફળ ખાઇને, શવરીને સહુ વાત;
કહિ રામે, થઇ ખિન્ન સુણિ, કર જોડિ કહે નાથ.

## સવૈયા.

પંમપા સર છે અહિથી નિકટે, સુગરીવ [૫૦]હરી નગ એક વસે,
શુધિ જાનકિની દઇને તમને, વડિ સ્હાય કરે દળ [૫૧]કીશ કને,
કરજ્યો શુભ સ્નેહ કપીશ પરે, દિન દાસ વિશુદ્ધ કરી મનને,
તમને શુભ સ્હાયક એ બનશે, સહુ વાત મહીં નથિ [૫૨]ભ્રાંત મને.

---

૫૦ વાંદરો. ૫૧ વાંદરો. ૫૨ શક.

પમપા સર પદ્મ રૂડાં વિકસ્યાં, મુનિના મન જેવું સુચીનિરહે,
સહુ પ્રાણિ પિયાસનિ આશ જતાં, જયમ યાચક ભીડ, ઉદારગૃહે;
તટ કેળ કદંબ [૫૩]રસાલ તમાલ, રૂડાં વટ પીપર છે નિકટે,
જળ, તોડિ [૫૪]રસાતળને ભરિયું, ત્યમ શોભિ રહ્યું સર સુંદર એ.

## દોહરા.

પમ્યા સર પર પ્રીત, રઘુવર નિજ મનમાં ધરી,
સુખદ સ્થાન ગણિ ચિત્ત, વશ્યા નિશા ત્યાં અનુજ સહ.

## સવૈયા.

પમપા સરથી વન વીચરતાં, ઋષ્ય મૂક [૫૫]નગે સુગરીવ રહે,
નજરે નિરખી સુખ ધામ શ્રી રામ, સુકંઠ કહે હનુમંત કને;
સુખ ધામ દિસે લઇ આવ અહીં, અરિ હેતુ તણી પહિચાન પડે,
કરજે ઝટ સાન અરી દિસતાં, તજિને નગ જાઉં હું અન્ય સ્થળે.
હનુમાન જઇ શિર નામ્યું પદે પ્રણમી, નિજ કંધ ઉઠાવિ લિધા,
અતિ લાઘવ પ્હોંચિ ગયો નગઉપર, સૂગ્રિવ સન્મુખ મેલિ દિધા;
રૂબરૂ મળતાં થઇ ઓાળખ પ્રેમનિ, અંતર અંદર જાણિ લિધાં,
હણિ નારિ નિશીચર જાણિ, પડયાં પટભૂષણ, સૂગ્રિવ લાવિ દિધાં.

## દોહરા.

પટ ભૂષણ જોઇ જાનકી, શોચ કર્યો રઘુવીર;
સખા કેમ નગ પરવસો ? કારણ કો' ધરિ ધીર.

---

૫૩ આંબો. ૫૪ પાતાળનું તળું. ૫૫ પર્વત.

### સવૈયા.

મુજભ્રાત મહાબળિ વાળિ અહીં, મુજને હણિને દ્રવ્ય નારિ લઇ;
પુર બ્હાર નિકાળિ દિધો દુખ દૈ, નગ ઉપર વાસ કરૂં ડરથી;
રૂષિ શ્રાપથિ આવિ શકે ન નગે, મુજ તારણ થાઓ ભવાર્ણવથી;
કહ્યું ચાલ સુકંઠ, બતાવ મને, સુણિ સૂગ્રિવ નાથનિ સાથ જઇ.
જઈ સૂગ્રિવ રામનિ સંગતમાં, પુર બ્હાર જઇ પડકાર કર્યો,
સુણિ વાળિ ઉઠયો, કહ્યું કામનિયે,નજવું પતિ,સૂગ્રિવ[૫૬] સ્હાયભર્યો;
નહિ વાળિ ગણ્યું નિજનારિ કહ્યું, નિજભ્રાત નિહાળિ રિસેથિભર્યો,
બહુ મારિ હઠાવિ સુકંઠ દિધો, ચિત ખેદ થયો અપશોચ કર્યો.
ફરિ રામ ભણી કપિએ કહ્યું કે, મુજ ઘાતકિ ભ્રાત ખરેખરછે,
પ્રભુ મૂજ પરે વડું વેર ધરે, નહિ જાઉં હવે ફરિ દુષ્ટ કને;
કહ્યું જા, મુખ રામ, શિરે કર દૈ, ફરિવાર, હણીશ ન ફેર પડે,
લડતાં ફરિ સૂગ્રિવ હારિ હઠયો ગણિ, રામ વિશીખ પિનાક ધરે.

### દોહરા.

એક શરે વાળી હણ્યો, જન દુખ કીધું દૂર;
રાજ નારિ ધન સોંપિને, રાખ્યો રામ હજૂર.
ચાતુર માસ તહાં વશ્યા, રામ અનુજ સંગ વાસ;
સુગ્રીવ જાનકિ શોધમાં, અગણિત પઠવ્યા દાસ.

### સવૈયા.

દિશિ પૂરવ પશ્ચિમ ઉત્તરમાં, બહુ કીશ ગયા વન શોધ કરે,
રઘુનાથ કહે હનુમંત ઉઠો, નળ નીલ અને યુવરાજ બધે;

---

૫૬ મદદ.

ફરજયો લઇને શુધ ઝટ તમે, કહિ વીંટી દિધી હનુમાન કરે;
દિશિ દક્ષિણુ જાવ તમે ભટ આ, સુણિને સહુ પંથ વને વિચરે.
સહુ સંગ ગયા વન જંગલમાં, પથ ચુક થવાથિ ભુલા પડિયા,
જળવીણુ ગયા અકળાઇ ઉરે, નગ એક [૫૭]ઉત્તંગ પરે ચડિયા;
જળનું સ્થળ ત્યાંથિ વિલોકિ બધા, [૫૮]ઉતસાહિત થૈ રસતે પડિયા,
નગ અંદર દીઠું જળાશય સુંદર. નારિ ઉભી તટ એક તહાં.
જળ સ્થાનકથી સહુને બદરી, પ્રિતથી જળ પાઇ સુશાંત કર્યા,
કહિ વાત કપી સહુએ અથ ઇતિ, સુણી બદરી મુખ રામ સ્મર્યા;
ચુકિ પંથ ગયા મમ ભાગ્ય ભલાં, પ્રભુના જન દ્રષ્ટિ ઉરે વિચર્યા,
ચિત્ત શોચ તજી વિચરો પથ આ, નિધિતીર જરૂરજશો [૫૯]કંદરા.

## સોરઠા.

ચાલ્યા સહુ સંગાથ, નિધિ તીરે આવી ઉભા;
જાવું સાગર પાર, સહુ શોચ ચિતમાં કરે.

## સવૈયા.

સહુને કહ્યું [૬૦]મારૂત સૂન મુખે, સહુ એ નિધિને તટ બેસિ રહો,
જઇ આવું લઇ શુધ જાનકિની, પ્રભુને સ્મરતા મમ રાહ જુઓ;
કહિ એવું કુદ્યો કળને બળથી, નિધિ પાર ગયો મન મોદ થયો,
અવધેશ વિહારિ મુખે ઉચરી, નિઃશંકથિ લંક મહીં વિચર્યો.
લઘુરૂપ લઇ નિશિ પૂર ગયો, મળિ રાક્ષસિ મારિ ક્ષણું ભરમાં,

---

૫૭ ઉંચું. ૫૮ ઉત્સાહવાળા. ૫૯ ગુફા. ૬૦ હનુમાનજી.

સહુ મંદિર મંદિર રાજગૃહે, ભટકયો પણ જાનકિના પુરમાં;
વડિ વાડિ દશાનન નામ અશોક, [૬૧]સશોક સિતા રહિ ઝુંપડિમાં,
સ્મરતી ચિત રામ સ્વરૂપ રહી, જઇ વીંટિ ધરી પ્રિતથી કરમાં.
લિધિ હાથ ઉસાસ લિધો ઉરમાં, નયને નિર ધાર અપાર ઝર્યાં,
વિસરી શું ગયા, બહુ ચિત્ત દયા, અદયા ધરિ નાથ, દયા વિસર્યા;
હનુમંત કહે નહિ શોચ કરો, પ્રભુ રાજિ અનૂજની સંગ ખરા.
અતિ માતુ [૬૨]ક્ષુધાતુર આતુરછું, ફળ ખાઉં? હકારથિ નેત્ર કર્યાં.

## દોહરા.

ફળ પુલ ખાઇ ઉખાડિ તરૂ, રક્ષકને હણિ લાત;
રાવણ પાસે માળિ ગણ, કહ્યો કપી ઉતપાત.

## સવૈયા.

બહુ સંગ લઈ ભટ [૬૩]અક્ષ ગયો, કપિ નાશ સપક્ષ કર્યો પળમાં,
ઇંદ્રજીત ગયો વડું જોર લઇ, શરથી, બળથી, કળથી ધરવા;
કર [૬૪]પાદપ લૈ કપિ સર્વ હણે, ચિત રાક્ષસ ત્રાસ થયો ઉરમાં,
બ્રહ્માસ્રથિ [૬૫]બાંધિ લઇ કપિને, ઇંદ્રજીત દશાનન સનમુખમાં.
નિરખી કપિ મૂખ દશાનન કે', કપિ પૂછ પરે [૬૬]પટ ખૂબ ધરો,
બહુ તેલ ભિંજાવિ દિયો પટને, પુંછ પાછળ અગ્નિથિ તાપ કરો;
નટ મર્કટછે, કુદશે ભયથી, થઇ રાજિ જશે પતિ પાસ ખરો;
પતિ એ પણ જાણિ જશે ઉરમાં, [૬૭]રજનીચર વૈર વિહાઇ પરો.

---

૬૧ શોક સહીત. ૬૨ ભુખ્યો. ૬૩ રાવણનો દીકરો. ૬૪ ઝાડ.
૬૫ નાગ પાસ. ૬૬ લુગડાં. ૬૭ રાક્ષસ.

જગવ્યું પુંછને કપિ ચોકિ ઉઠયો, ઘરથી ઘર ઉપર કૂદિ પડે,
બહુ સ્થાનક ઠેકિ ધરે અગની, સહુ લંક બળે કકળાટ કરે;
બળ્યું ગામ બધું ન રહ્યું ઘર એક, કપી નિધિમાં જઇ પુંછ ધરે,
પછિ જાનકિ પાસથિ લૈ કર કંકણુ, આવિ ઉભો [૫૮]ઉદધી નિકટે.

## સોરઠા.

સ્મરણુ કરી શ્રી રામ, કુદ્યો કપી [૫૯]કૃતાંત સમ;
આવ્યો સામે પાર, જ્યાં નળ નિલ અંગદ ઉભા.

## સવૈયા.

હનુમંત દિઠો સહુ રાજિ થયા કપિ, ખૂશિથિ રામની પાસ જઇ,
પદ શીશ ધર્યું કર કંકણુ જાનકિ, રામ ખુશી નિરખ્યું કર લઇ;
ન વિલંબ હવે કરવી ભલિ નાથ, સશોકથિ જાનકિ પીડ કહી,
જગજીવન જાનકિ નાથ તમે, પ્રણુ પાળવું જાનકિ જાણુ નહીં.

## સોરઠા.

કરિ કપિ દળ તૈયાર, નિધિ તિર લઇ ચાલો સકળ;
થઇ કપીશ હુશિયાર, પ્હોંચ્યો દળ લઇ સિંધુ તટ.

## સવૈયા.

જઇ રાવણુ પાસ વિભીષણુ કે, પ્રણુમી પદ રામ, તું જાનકિ દે,
લઘુ દૂત ગયો દહિ લંક દશાનન, તે પ્રભુછે, ચિત ધારિ તું લે;
કુળ નાશ બચાવ તું નાશ બચાવ, કહ્યું કરિ જાનકિ જા, નકી દે,
હણિ લાત વિભીષણુને ઉરમાં, અરિનું શુભ ચાહિ તું આંહિ ન રે'.

---

૫૮ સમુદ્ર. ૫૯ કાળ.

## દોહરા.

તુરત વિભીષણુ ઉઠિ ગયો, રામ શરણુ તજિ લંક;
થયા નિશાચર તેજ હત, સુણિને બન્યા [70]સશંક.

## સવૈયા.

નિધિ તીર રઘૂવિર પાસ વિભીષણ, શર્ણુ ગયો સુખ ત્રાહિ કહી;
નિજ ઓળખ આપિ પડયો પદમાં, સહુ વાત દશાનનની મુખ કૈ';
ભયહીણું વિભીષણુને કરિ, રામ, કર્યો [71]લલકાર લંકેશ કહીં,
નિધિ નીર તણું જળ લાવિ દિધું કર, આપત્તિ સર્વ વિદારિ દઇ.
પડયું સૈન્ય નિધિ તિર જયાં નળનીલ, સુકંઠ વિભીષણુ 'હાજરછે,
હનુમંત સહીત હતો વિર અંગદ, ને, હસતે મુખ રામ પુછે;
જવું પાર નિધી કરશુ કયમ મારૂત ? કો' કંઇ અન્ય ઉપાય સુઝે,
નહિ ભાર નિધિ ભવસાગર જો નર આપનું નામ લઇ ઉધરે.
હનુમાન કહે નળ નીલવડા કરથી જળ પથ્થર તુર્ત્ત તરે,
રૂષિ શ્રાપ દિધો નિજ હીત ગણી, થઇ આશિષ આપનું કામ કરે;
કપિ જો લઇને નગ ઉપલ ઝ્હાડ, જઇ નળ નીલ તણે કર દે;
નળ નીલ કરે તરશે પથરા, નિધિ પાજ કરો નહિ વાર પળે.

## દોહરા.

કપિશ કપિ દળ મોકલ્યું, ગિરિ નગ ઉપલ અપાર;
લાવી નળ નિલ કર દિધા, બાંધ્યો નિધિ ઝટ વાર.

---

૭૦ શંકાવાન. ૭૧ બોલાવવું.

## સવૈયા.

કહ્યું રામ સદાશિવ નાથ સમર્થ, કરે મુજ સ્થાપન થાવું ઘટે,
પધરાવ્યું પ્રિતે શિવ લીંગ મહીં, રચિ સુંદર દેવળ સિંધુ તટે;
શુભ મ્હુર્ત્ત લઇ સજ સૈન્ય કરી, ઉતર્યા નિધિપાર વશ્યા નિકટે,
પુછ્યું રામ હવે કરશું કયમ કહો ? દુત જાય નિશીચર નાથ કને.

## ત્રોટક છંદ.

સહુએ કહ્યું લાયક અંગદછે,
નય નીતિ [૭૨]વિશારદ [૭૩]નાગર એ,
સુણિ રામ ખુશી થઇ દૃષ્ટિ કરે,
ચરણાંબુજ અંગદ આવિ પડે.

## દોહરા.

હીત દશાનનનું બને, કામ આપણું થાય;
એ રીતે જઇ વર્ત્તવું, નિગમ, નિતિ, નય, ન્યાય.
સિંહ સમાન વાળી તનય, વિચર્યો જોઇ પ્રભુ રૂખ,
સુત હણિ પથ દશ શીશનો, ગયો સભા સનમૂખ.

## ત્રોટક વૃત.

પુછ્યું કોણ તું ? રામતણો દુતછું, કપિવાળિ તું મિત્રતણો સુત હું,
હિત તારૂં ધરી ચિત, આવિ કહું, હજિ ચેત અચેત થવા સવળું.
સચરાચર જેથિ [૭૪]સશંક રહે, અજ ઇશ સદા પદ શીશ નમે,
હણિ નારિ અભાગિ કર્યું અવળું, ન બચીશ રહ્યું નથિ કો શરણું.

---

૭૨ જ્ઞાની. ૭૩ ચતુર. ૭૪ ભય સહીત.

રૂપિ શુદ્ધ પુલસ્ત [૭૫]મયંક મહીં, જનમ્યો કુળ ક્યાંથિ કલંક થઇ;
જનુની મુઇ ભાર તુંને ધરતાં, ધરણી દુખિ ભાર તું જન્મ થતાં.

## કવિત્ત.

આજ્ઞા અનુસારી નિધિ પાજ જેણે ધારી,
સારી [૭૬]ચમુને ઉતારી ધનુ બાણ કર ધારિને;
ઉગર્યાની બારી છે ના, થવાની ખુવારી તારી,
હજી લે સુધારી તારા મદને નિવારીને;
કંઠ લે કુહાડી, મુખ ધારી તૃણ નારી તુજ,
હાથ સંગ ધારી, મુખ [૭૭]આરત ઉચારીને.
[૭૮]ત્રાહી અસુરારી મારા તાપ દ્યો નિવારી,
મને મંદ મતી ધારી મારી અરજી સ્વીકારિને.

## દોહરા.

એ વિણ અન્ય ઇલાજ ના, જાણ ખરૂં દશ શીશ,
રામ શરે નહિ ઉગરે, સ્હાયક જો અજ ઇશ.

## કવિત્ત.

બકવાદ કરે કીશ સેવ્યા મેં અજ ઇશ,
સુરાસુર સર્વ મારી આજ્ઞા અનુસારી છે;
શીશથી મહેશ મેં પુજ્યા અમીત વાર શઠ,
શીવનગ ઉપાડયો કર સરોજ સમો ધારીને,

---

૭૫ ચંદ્રમા. ૭૬ લશ્કર. ફોજ. ૭૭ ગરીબાઈ. ૭૮ રક્ષા કરો.

અંગદ કે' વ.ળી, બળી, બહુ બાહુ, કેમ ભુલ્યો ?
ખરી વાત કે'ને ? ખળ રાખ કાં છુપાવીને,
તરસ્યાં તુજ [૭૯]શોણીતનાં રામશર [૮૦]રવિકરસ્યાં,
દશ શીશ વીશ [૮૧]ભુજા જાણજે ગુમાવીછે.

## દોહરા.

હણું તુજ, લંક નીધી ધરૂં, કરૂં કુળ સહીત વિનાશ;
લઉં જાનકિ તુજ નારિ સહ, પણ ન હુકમ રઘુનાથ.
કહી એવું દશ કંધને, જઈ લાગ્યો પ્રભુ પાય;
લડવાનો નિશ્ચય કર્યો, શુર રણ રંગ ચહાય.

## કવિત્ત.

રામ સંગ સુભટ અનંત ચાલ્યા [૮૨]ચમુલઈ,
ઇંદ્રજીત મારવા અનંતે વાત ધારીછે,
દીધો અકળાવી કપી માર મારી ઇંદ્રજીત,
દીઠી ના બચ્યાની બારી, [૮૩]સાંગ કર ધારીછે;
કરથી [૮૪]નિવારી ભયકારી થઈ અનંત ઉર,
વાગી, થયા મુર્છીત જોયું રામે ખેદ ધારીને,
લંકાથી સુષેણે આવી બુટ્ટી બતાવી, કપિએ,
નગ લાવી તુર્ત્ત પીડા ફણીશની નિવારીછે.

---

૭૯ લોહી. ૮૦ સુર્યનાં કીરણ. ૮૧ હાથ. ૮૨ લશ્કર.
૮૩ હથીયાર. ૮૪ દુર કરવું.

## સવૈયા.

ઉઠિ આપ અનંત ધરી શર દંડ રણે ઇંદ્રજીતનિ સાથ લડે,
અરિ મ્હાન મહા બળવાન છતાંય ફણીશ શરે રણક્ષેત્ર પડે;
સુણિ વાત દશાનન સૂત મુઓ, કુંભકર્ણ ઉઠાડિ ધર્યો ઝગડે,
ઉઠતાં કરિ કોપ કૃતાંત સમો, લડવા રણશસ્ત્ર સહસ્ત્ર ધરે.
ઝટ રામ ફણીશનિ સન્મુખમાં, શર ધારિ દશાનન બંધુ ગયો,
બહુ જોર બતાવ્યું ડર્યા કીશ દીલ, રણાંગણ મ્હાન પુકાર થયો;
ધર્યું રામ કરે શર દંડ પ્રચંડ, બ્રહ્માંડ ધુજ્યાં[૮૫]રવ[૮૬]નાક ગયો,
હણતાં શર મર્ણ થયું કુંભકર્ણ, દશાનન ચિત્ત વિદીર્ણ થયો.
[૮૭]સમરાંગણ બંધુ મુઓ સુણિને, દશશીશ અપાર વિલાપ કરે,
લઇને ચમું સર્વ નિશાચરની બમણો બળિ થૈ પુર બ્હાર પડે;
સમરાંગણ રામનિ સન્મુખમાં વદવા તદવા મુખથી ઉચરે,
"કરિ કામ બતાવ રણાંગણમાં", મુખ ફોકટ કાં બકવાદ કરે.
કરતો ઉતપાત અપાર રણે, ભય પામિ કપી, બચતા ખસિને,
દશશીશ ધરી શર દંડ કરે શર રામ ફણીશ ભણી મુકિને;
ભયવાન કર્યાનું ધરે ચિતમાં પણ ના જરિ ચાલ્યું ફણીશ કને,
કરિ ક્રોધ શરાસન બાણ ધરી પ્રભુ રાવણ શીર હણે ઝપટે.
બહુવાર હણ્યાં ફરિ થાય નવાં શિર, શીવતણા વરદાન બળે,
કયમ નાશ થશે અરિના બળનો, સહુ મારૂત ચિત [૮૮]વિષાદ ધરે;

---

૮૫ અવાજ. ૮૬ આકાશ. ૮૭ રણક્ષેત્રમાં. ૮૮ દીલગીરી.

સહુ દેખિ ઉદાસ શ્રીરામ ઉઠયા કર ધારિ શરાસન બાણુ બળે;
ઉછળ્યાંનિધિનીર [89]સમીરવધ્યો, ઉર અહિશ [90]દિશીપસશંકબને.

## દોહરા.

શરથી શીર દશ શીશનાં, છેદ્યાં ઝટ શ્રી રામ;
પ્રાણુ તજી પૃથ્વી પડયો, રામ વિમુખ ગતિ વામ.

## સવૈયા.

હણિ રાવણુ રામ—ફણીશ કહે, પુરમાં જઈ કામ કરો ઝટ એ,
બધું રાજ વિભીષણુને દઇને, લઈ આવ અહીં પ્રિય જાનકિને;
દિધું રાજ વિભીષણુને વિધિથી, પછિ જાનકિને લઈ રામ કને,
ફણિશે કહ્યું દોષ નિવારણુ રામ, દહી દવ જાનકિ પાય પડે.

## કુંડળીઆ.

કુળ સહીત રાવણુ હણ્યો, દઈ વિભીષણુ લંક,
સહિત સ્હાય [91]પુષ્પક મહીં, રઘુપતિ ફણિશ નિઃશંક;
રઘુપતિ ફણિશ નિઃશંક, અવધપુર જવા પ્રથમથી,
મારૂત મોકલિ ભરત, જણાવ્યું પૂર હરખથી,
ભરત ઉર ઉત્સાહ, ઉદધિ આનંદ ઉછાળો,
દઈ વિભીષણુ લંક, કુળ સહીત રાવણુ માર્યો.

## સોરઠા.

રામ આગમન વાત, મારૂત મુખ સુણિ ભરત સહુ,
પુર પરિ જન રળિયાત, પુષ્પકથી ઉતર્યા પ્રભુ.

---

૮૯ પવન. ૯૦ દીશાના દેવ. ૯૧ ઈંદ્રનું વિમાન.

## સવૈયા.

સહુને મળિ રામ મળ્યા જનુની, ખુશિ રામ અનંત નિહાળિ ખધાં,
ઉર મોહ અધીક વધ્યો સહુને, અવધી અવધી બનિ પ્રેમનિ ત્યાં;
બહુ લોક ત્રિલોકનો શોક મટયો, સહુ શોક વિહીન થયાં દિસતાં,
ઝટ રામ બને પુર [૯૨]છત્રપતી, રતિ ધારિ ઉરે ચિત ચિંતવતાં.
શુભ દીન નક્ષત્ર પુછી ગુરૂને, પછિ રામને રાજ્યભિષેક કર્યો,
અવધેશ વિહારિ ઉચારિ સહુ, ત્રય લોક કિરીટ શિરે ધરિયો;
સહુ દેવ મળ્યા પ્રભુ પાય પડયા, વિનતી કરિ વેદ ઉચાર કર્યો,
જયકાર થયો ત્રણુ ભૂવનમાં, પરિતાપિત રાવણુ નાશ કર્યો.
જેનિ જાણુથિ જાણ્યું અજાણ્યું હતું, દુખરૂપ મટી સુખરૂપ થતું,
જે પ્રકાશથિ સર્વ પ્રકાશિત થઈ, ગુણુ રૂપ બની પ્રકટાઈ જતું;
જે આનંદથિ આનંદ રૂપ બની, જડતાઈ છુપાઇ સચેત થતું,
જે છિ આનંદ કંદ નિવારણુ દ્વંદ શ્રી રામ સ્વરૂપ સદા રમવું.
સુખકારક આપ સ્વરૂપ સદા, જરિ દ્રષ્ટિ પડે દુખ દૂર ખસે,
રવિજ્ઞાન પ્રકાશ થતાં ઘટમાં, રહ્યું [૯૩]તીમિરનાશ, [૯૪]પ્રભા પ્રકટે;
દુખ દારિદ દોષ તણા દળને, હણિ સૂખ સ્વરૂપ બની વિલસે,
રઘુનાથ પ્રતાપ રવિ કુળનો, ભવ બંધન કાપિ રમે સઘળે.

## સોરઠા.

સહુ રૂપે શ્રી રામ, પણુ સહુ જેવા નહિ તમે,
શોક હરણુ સુખ ધામ, વંદન કરૂં બહુ વ્હાલથી.

---

૯૨ રાજાધિરાજ. ૯૩ અંધારૂં. ૯૪ પ્રકાશ.

## છપ્પો.

લખ માયા પ્રભુ અલખ, લુબ્ધ થઇ અલખ ગુમાને,
ભાસ અન્યથા થાય, ઇશ પદ આપ ન જાણે,
કાયમ સહે કલેશ, લીયે દુખ જન્મ મરણનું;
દાહ ત્રિતાપે થાય, સદા ગ્રહિ લખનું શરણું,
ઓછું ન થ [illegible] ખ વિણુ, દેખે દુઃખ માયા થકી,
ઝાઝું લલ્લુ [illegible] યું, અલખ રામ લખ જાનકી.

## [illegible]હરા.

તુલસીકૃ [illegible], પ્રકટ કર્યો ઉર પ્રેમ;
પ્રેમે પ્રભુ પરખાવીયા, અનુભવ ભુલું કેમ.
જે નયને તુળસી દિઠા, જે નયને સુર શામ;
એજ નયન લલ્લુ દિઠા, સગુણ રૂપ શ્રી રામ.



# શુદ્ધિ પત્ર.

| પૃષ્ઠ. | લીંટી | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૭ | ૭ | વિદેહના. | વિદેહનાં. |
| ૧૭ | ૧૭ | સવયા. | સવૈયા. |
| ૧૮ | ૧ | રહીં | રહી. |
| ૨૮ | ૮ | પુલીશ | કુલીશ. |
| ૨૯ | ૧૨ | દોહરા. | સોરઠા. |
| ૩૩ | ૧૭ | પડચો. | પળ્યો. |
| ૩૯ | ૧૯ | પરે | ધરે. |
| ૪૪ | ૧૩ | ગામ | ગમ. |
| ૪૮ | ૨ | ઘડિક નજિક ઘડિક. | ઘડિક નજિક ઘડિ. |
| ૪૮ | ૧૬ | રામ જોઇ રામ રામ રૂપ. | રામ જોઈ રામ રૂપ. |
| ૫૨ | ૧૮ | ગ્રાંધર્વ. | ગાંધર્વ. |
| ૫૪ | ૫ | દોહરા. | સોરઠા. |
| ૬૧ | ૧ | રૂપી: | રૂષિ. |

ગુજરાતી કાવ્ય રામાયણ નીચે જણાવેલ ઠેકાણેથી

મળી શકશે.

---

**ભાવનગર.**—બુકસેલર અબદુલહુસેન આદમજી રૂવાપુરી દરવાજે તથા કર્ત્તા પાસેથી ત્રવાડી વેણીરામના ડેહેલામાં.

**મુંબઈ.**—એન. એમ. ત્રીપાઠીની કું. પ્રીન્સેસ સ્ટ્રીટ. તથા બારભાયાના મોહોલામાં શ્રી રામજી મંદીરમાં.

કલ્લુભાઈ કાશીદાસ ઓઝા